# ગૃહિણી ભૂષણ.



લખનાર,

સૌ૦ ગિરિજાબાઈ કેળકર.

આવૃત્તિ પેલી.

મુંબઈ:—" તત્ત્વવિવેચક " છાપખાનામાં છાપ્યું.

સને ૧૯૧૨.

કિંમત ૬ આના.

# પ્રસ્તાવના

હાલ સ્ત્રી શિક્ષણની બાજુએ બધાનું ધ્યાન ખેંચાયછે. પોતાની ગરજો શું છે એનો વિચાર હવે તો સ્ત્રીઓ પણ કરવા લાગી છે એ સુચિન્હ છે, ઉત્તમ નાગરીક થવાને નિશાળની કેળવણી શિવાય ઘરનું શિક્ષણ અવશ્ય છે એમ હવે બધાને લાગે છે. પુરૂષોને દ્રવ્યાર્જનનો વ્યવસાય હોય છે માટે બાળકોના શિક્ષણ તરફ નજર આપવા ફુરસદ મળતી નથી, એવી દલીલ પુરૂષો કરેછે. તેથી બાળકોના ગૃહ શિક્ષણ ઉપર દેખરેખ કરવા માતાઓને કેળવણી આપવાની જવાબદારી પુરૂષો ઉપર વધારે આવેલ છે. એવે વખતે પુરૂષોએ બજાવવાની કામગીરી સ્ત્રીઓ પોતે કરવા તૈયાર થઈ છે એ ભાવી દેશોન્નતિનું ઉત્તમ લક્ષણ છે. હાલ ઘણી વિદુષીઓ પોતાની બેન્હોને સુશિક્ષિત કરવાનો સ્તુત્ય પ્રયત્ન કરેછે એવે વખતે સૌ. ગિરજાબાઈ કેળકર જેવા તાલુકાઓમાં રહેનાર સુશિક્ષિત અને સુશિલબાઇએ લેખનદ્વારા પોતાના વિચાર પોતાની બ્હેનો આગળ મુકયા, એ વિષેશ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. સ્ત્રી કેળવણીને વ્યવહારીક સ્વરૂપ દેતાં કેમ આવડશે એ માટેની સૂચના સૌ. ગિરિજાબાઇએ કરી છે તે ઉપરથી હવે સ્ત્રી કેળવણીની આવશ્યકતા તાલુકાની માંહ પણ જણાય છે એમ સ્પષ્ટ થાય છે. સૌ. ગિરિજાબાઇના પતિ અમારા નિકટના સ્નેહી માહેલા છે તેથી તેમને લીધે સૌ. ગિરિજાબાઈના પરિચયનો યોગ આસરે ૧૦ વર્ષ ઉપર આવ્યો ત્યારથી તેઓની શિક્ષણ માંહેલી ઉત્કૃષ્ટ ઇચ્છા મારા જોવામાં આવી. અમને કાંઈ રસ્તો દેખાડો એમ કોઈ વખત તેઓ વિનયથી કહેતા. પુરૂષો જે પુસ્તક એક દિવસમાં વાંચે તે વાંચવા અમને

ત્રણ દહાડા લાગેછે અને તે માંહેલા મુદ્દા સમજવા ત્રણવાર વાંચવું પડેછે. તમે પુરૂષો જલદિથી પુસ્તક વાંચીને તાબડતોબ તે ઊપર તમારા વિચાર જણાવોછો તેમ મને ક્યારે આવડશે?" એવા પ્રશ્ન તેઓ મને કરતા ત્યારે હું ઊત્તર આપતો કે "તમે હમેશ વાચન રાખો ને વાંચેલું મનન કરવાની ટેવ રાખો એટલે તમને તેમ કરતાં આવડશે; એટલુંજ નહિં પણ તમારી ઉત્કટ ઇચ્છા ઉપરથી જોતાં એમ જણાય છે કે તમે આગળ ઊત્તમ ગ્રંથકર્તી થાશો." ૭ વર્ષ ઊપર એ ભવિષ્ય મેં કર્યું હતું ને આનંદની વાત છે કે એ તે ભાવી આશા આજ પ્રત્યક્ષ ખરી થઈ છે. ઇચ્છા શક્તિ ને સ્મરણ શક્તિ હોય તો પછી કયું ઇચ્છીત કાર્ય થશે નહીં? અમે અન્ને મિત્ર અનેક વિષય ઊપર બોલીએ ત્યારે સૌ. ગિરિજાબાઈ સ્ત્રી જાતિને શોભે એવી શાલિનતાથી અમને હળવેજ એકાદ મામીંક પ્રશ્ન પુછતાં ત્યારે મેં મારા સ્નેહીને પુછ્યું કે એમને શિક્ષણની દિશા સમજાએલી જણાય છે. ત્યારે તેમના શિક્ષણનો ઇતિહાસ મને સમજાયો. એમનો જન્મ એમના મોસાળમાં એટલે મુંબઇમાં કે. વિનાયક નારાયણ ભાગવતને ત્યાં ઈ. સ. ૧૮૮૬ માં થયો પછી તેઓ પોતાના માબાપની સાથે કાઠીયાવાડમાં હતા ત્યારે તેઓએ ખાનગી રીતે ગુજરાતિનો અભ્યાસ કર્યો પછી વર્ષ બે વર્ષ નિશાળમાં શિક્ષણ લીધા પછી ઈ. સ. ૧૯૦૧ ના જૂનમાસમાં તેમનો વિવાહ અમારા સ્નેહી રા. સા. માધવરાવ ચીંતામણ કેળકર ઊર્ફે આપાસાહેબ મામલેદાર એઓની સાથે થયો. એમનો ને મારો સ્નેહ પ્રથમ સન ૧૮૮૬ માં હું કોલ્હાપુરમાં હૉયસ્કૂલમાં હતો ત્યારે થયો અને સુદેવે તે અદ્યાપિ કાયમ છે. પછી તે ખાનદેશમાં મામલેદાર થઇને આવ્યા ત્યારથી તે વધ્યો. તે જ્યારે અમારે ઘેર ઉતરતા ત્યારે કોઈ વખત સૌ. ગિરિજાબાઈ પણ અમારે ત્યાં આવતા તે દહાડો અમારા ઘર માંહેલી સ્ત્રીઓને વિદ્યામૃતરૂપ મેજવાનીનો થાતો. બધાને તે વિનંતિ પૂર્વક

કહેતા કે કાંઈક લેખન વાચન કરીને ભગિનીઓની સેવા કરો. તેજ પ્રશ્ન મેં ઉલટાવીને પુછતાં તેમણે નમ્રતાથી જવાબ આપ્યો કે મારી તેટલી યોગ્યતા નથી પણ પ્રયત્ન શરૂ છે. પછી તેમણે પોતે લખેલી એક નવલ કથા મને દેખાડી તે ઘણી સારી જણાયાથી તે એકાદ વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ કરો એટલે તમારા લેખ માટેનો લોકોનો આદર જણાશે. એમ મેં સૂચના કરવાથી તે ખાનદેશ વૈભવપત્રમાં પ્રસિદ્ધ કરી. તે તેમની નવલ કથા ઘણા સદ્‌ગૃહસ્થોને પસંદ પડવાથી તેમને માસિક મનોરંજન, જ્ઞાનપ્રકાશ, આનંદ વગેરે ઠેકાણે લખવાને ઉત્તેજન મળ્યું, તે લેખો સ્ત્રી વર્ગને ઘણાજ પસંદ પડ્યા. તેઓના લેખ અમારે ત્યાંની સ્ત્રીઓ ઘણીજ ઉત્સુકતાથી વાંચતી થઈ. માસિક મનોરંજનના દિવાળીના અંકમાં તેમનો ફોટો ને બાળકોને ઉપદેશ એ અલ્પ લેખ આવ્યાથી બધાને તેમની ઓળખાણ થઈ છે. તેમનું, નામ ગ્રંથ કર્ત્રીની માલીકામાં ગુંથાયું છે. પોતે સુશિક્ષિત થવું ને પોતાની બેન્હોને સુશિક્ષણનો લાભ આપવો એ હેતુથી માલેગામ વગેરે જ્યાં જ્યાં તેઓ ગયાં ત્યાં ત્યાં હળદિ કુંકુંના મિષે તેઓ સ્ત્રીઓના સંમેલન વગેરે કરીને સ્ત્રીઓમાં શિક્ષણની આસ્થા ઉત્પન્ન કરવા પ્રયત્ન હમેશાં કરતા. એક વખત પણ એમની સાથે જેમને ઓળખાણ પડી છે તેઓ એમની હમેશની બેનપણીઓ–નહી બેહેનોજ—થઈ છે. એ માત્ર ઉપર ઉપરનું વાંચનારા નથી. એમનું લેખન અને વાંચનનું કામ પદ્ધતિસર છે. એમની પોતાની એક નાહાની મરાઠી લાયબ્રરી છે. ચોપડીઓ વાંચીને તેમના મહત્વના મુદ્દા ઉપર નિશાનીઓ કરીને નોંધ કરી રાખવાની ટેવ એમને ઘણા દિવસની છે એથી તેઓની કલ્પના અને વિચાર પરિપકવ થઈને સારા ગંભિર લેખ લખવાની તેઓને ટેવ પડી છે. ટુંકામાં એમનું શિક્ષણ બાબતમાં સ્વાલંબી વલણ બધાએ લેવા જેવું છે,, એમને પ્રથમ ફક્ત ગુજરાતિ ભાષા આવડતી હતી; પછી મરાઠીનો વ્યાસંગ તેઓએ

એટલી દ્રઢતાથી ને હોંસથી કર્યાં કે, ચોપડી વાંચીને મનન કરવાની ટેવ તેમને લાગી ને પોતાને પણ ગ્રંથ લખતાં આવડશે એવી બુદ્ધિએ તેઓએ પ્રથમ લેખ લખ્યો; પછી હળવે હળવે વિચાર વધીને લેખનની એમને વધારે ટેવ થઈ તેનું પરિણામ પછી હમેશાં મનમાં આવેલ વિચાર તેઓ લેખદ્વારે લખવા લાગ્યા એ થયું. એથી હાલ તેઓએ જુદા જુદા વિષય ઉપર લેખ લખ્યા છે. એ બધા લેખ જ્યારે તેઓએ એક કરીને મને દેખાડ્યા ત્યારે હું આશ્ચર્યચકિત થયો ને પહેલો પ્રશ્ન એવો કર્યો કે, આપને એટલી ફુરસદ ક્યારે થઈ? ત્યારે તેઓએ એક નિસાસો નાંખીને કહ્યું કે થોડાજ દહાડા ઉપર મારો એકનો એક પુત્ર સ્વર્ગવાસી થવાથી મારૂં મન ઉદાસ થયું. અને મનને સ્વસ્થતાને એકાગ્રતા લાવવા સારૂ મેં આ પ્રયત્ન કર્યો છે. એ સાંભળી જો મારૂં હૈયું પણ ભરાઈ આવ્યું પણ કૌતુક લાગ્યું કે સંકટમાં પણ માણસના હાથથી સારાં કાર્યો થાય છે ! એ વાત બધાને ધ્યાંનમાં રાખવા યોગ્ય છે. આ પ્રમાણે સૌ. ગિરિજાબાઈની અલ્પ ઓળખાણ હું બધાને કરી આપું છું. હવે પ્રત્યક્ષ ગ્રંથરૂપે તેઓ આગળ આવ્યા છે ત્યારે તેમની ઓળખાણ બધાને સેહેજેજ થશે એમાં શંકા નથી. તેઓ જો પુના જેવા શહરમાં કાંઈક વર્ષ રહેશે તો મારી ખાત્રી છે કે સાર્વજનિક કાર્યમાં નામાંકિત ઠરીને તેઓ ખાસ આગળ આવશે.

ધૂળીઆ }
તા. ૨૦-૭-૧૦ }

રા. બ. ઊ.

# ઉપોદ્ઘાત.



થોડા વખત ઉપર એટલે ઈ. સ. ૧૯૧૦ માં મેં 'ગૃહિણી ભૂષણ' નામનું એક સ્વતંત્ર પુસ્તક મરાઠી ભાષામાં પ્રસિદ્ધ કર્યું. પુસ્તકના રૂપમાં મારા વિચાર મારા બંધુવર્ગની સામે મુકવાનો એ મારો પ્રથમ પ્રયત્ન હતો. મારા લેખ કોઈ કોઈ વખત એકાદ વર્તમાન પત્રમાં કે માસિકમાં પ્રસિદ્ધ થતા; તે મારા બંધૂ તથા ભગિનીઓને પસંદ પડવાથી તેમાં વધારો કરવાનું મને ઉત્તેજન મળ્યું; ને કેટલાકના આગ્રહથી આ જુદા જુદા વિષય ઉપર લખેલ નાની લેખનમાલા પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરી છે. મારૂં શિક્ષણ અને વાચન ઘણું અલ્પ છે તેથી મારી કેટલીક વિદ્વાન બેન્હોના લેખોનાં પ્રમાણમાં આ પુસ્તક વિશેષ મોહક જણાશે નહીં તોપણ મારી બેન્હોની કાંઈક સેવા કરવાનો મારો ઘણા દિવસનો હેતુ, ને વાચન અને લેખનની હોંસ, તેના પરિણામ રૂપે આ લેખનમાલા જન સમાજને અર્પણ કરવા મેં સાહસ કર્યું છે. સ્ત્રી શિક્ષણનો વિષય હાલ બધે ચર્ચામય થયો છે. કેટલાંક વર્ષો ઊપર સ્ત્રીઓને શિક્ષણ આપવું નહીં એવો કેટલાક પુરૂષોનો કટાક્ષ હતો પણ અમારા સારા ભાગ્યથી હવે તે ઊભરો શાંત થયોછે ને તેની જરૂર બધાને જણાયછે. ફક્ત તે શિક્ષણ કંઈ જાતનું હોવું જોઈએ જેથી વ્યવહારમાં ઊપયોગી થઈને લોકોને ભાવે એટલોજ પ્રશ્ન રહ્યોછે. પુરૂષ અને સ્ત્રી બન્નેનો આત્મા એકજ છે તો પછી એકને જ્ઞાનસંપન્ન કરીને બીજાને અજ્ઞાન અંધકારમાં રાખવું કોઈપણ યોગ્ય કહેશે નહીં. સ્ત્રીઓને શિક્ષણ આપવાથી તેઓ પોતાના કામો વધારે કાળજીથી વ્યવસ્થિત રીતે ને ઊત્સાહથી કરેછે એવો સાર્વત્રીક અનુભવ છે. આ બાબતમાં

હિંદુસ્તાનમાં પારસી બંગાલી અને ગુજરાતી ભગિનીઓ અગાડી ગઈ છે. અમારા. મહારાષ્ટ્રમાં પણ શ્રી. રમાબાઈ સાહેબ રાનડે જેવી વિદુષીઓ ઘણોશ્રમ કરેછે તેમાંજ ઊમેરો કરવા માટે મેં આ જરાક જેવી સેવા કરીછે તે કેવી થઈ છે તેનો નિર્ણય કરવાનું કામ મારી બ્હેનો ઊપર સોપું છું. સ્ત્રી જાતિનો સ્વભાવ જાતે ભોળો હોય છે તેઓના મનના વિચાર બહાર પડે તેઓને એક જાતનું સમાધાન થાયછે તેજ પ્રમાણે હું મારા વિચાર મારી ભગિનીઓ આગળ મુકું છું તે જો તેઓને પસંદ પડશે તો મારા શ્રમનું સાર્થક થયું એમ હું માનિશ.

આ પુસ્તકમાં જે જુદા જુદા વિષયો આવ્યા છે તેનો ઊદ્દેશ સ્ત્રીઓને કઈ જાતનું શિક્ષણ સહેલું પડશે ને તેઓની માનસિક ઊન્નતિ થાશે, કેમ વર્તે તેઓના બાળકો સુદૃઢ પ્રકૃતિના નિપજશે તેનો ઠેક ઠેકાણે મેં ઉચ્ચાર કર્યો છે. મન ઊપર ને શરીર ઊપર વધારે ભાર ન પડતાં વ્યવહારીક શિક્ષણ સહેલું ને મનોરંજક કેમ થશે ને તેની કેટલી જરૂર છે તે આ લેખોમાં જણાવ્યું છે. અમને આ સંસારમાં પુરૂષોના ઊપયોગી પડવા, ગૃહિણી થવા, ગૃહને ઉત્તમ અને સુખકારી કરવા ઊપયોગી ને મનરંજન કરનારી કેળવણી અમને જોઇએ અમે કયાં રહિએ છીએ અને અમારી પાસે કયા દેશ છે ત્યાંના રીત રીવાજ કેવા છે, શું શું જણસો કયાં કયાં થાય છે તેમાંની કઈ કઈ જણસો, અમને પ્રપંચ સંભાળીને કરતાં આવડશે એની બધી માંહિતી માતાઓને જોઇએ. એટલે બચ્ચાને મળે છે. અને રમતે રમતે બચ્ચાઓને જ્ઞાન દેવું એ માતાનું કામ છે તે શિક્ષણ વગર આવડવાનું નહીં એવી મારી સમજ છે ને તે વિચાર પ્રમાણે મેં આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તે મહારાષ્ટ્ર ભગિનીઓને થોડું ઘણું ગમ્યું એમ જણાય છે તેમજ તેનું કાનડી ભાષાંતર કરવા માટે એક સદ્‌ગૃહસ્થે

પરવાનગી માગી હતી તે આપવામાં આવેલ છે ત્યારે મને વિચાર થયો કે હું મહારાષ્ટ્રીય છું ખરી પણ જો હું ગુજરાતી વેષ લઇને ગુર્જર સમાજમાં જઇશ તો તે લોકો મારી સાથે બોલશે કે? એવો મને વિચાર આવ્યો ને ઇચ્છા થઈ તે પ્રમાણે હું તમારામાં આવેલ છું.

જો કે હું જાતે મહારાષ્ટ્રીય છું ને આ પુસ્તક મુળ મરાઠીજ છે માટે એમાં મહારાષ્ટ સમાજને અનુસરતા વિષયો છે તો પણ આપણાં બન્ને સમાજ એક બીજાના પાડોશી હોવાને લીધે જે એકનું નુકસાન તેજ બીજાનું ને જે એકનું સુખ તેજ બીજાનું એમ છે, માટે તેમાનો કાંઇકિ પણ ભાગ મારી ગુર્જર ભગિનીઓને વાચનીય થાશે એવી મને આશા છે. જો તેમ થયું જણાશે તો મારા ભાષાંતરનું સાર્થક થયું માનિશ.

તેમજ આ પુસ્તકનું ગુજરાતિ ભાષાંતર તપાસવાનું કામ અમારા સ્નેહી શ્રીયુત ડા. વરજીવનદાસ દામોદરદાસ મર્ચંટ એલ્ એમ્ એસ એઓએ કર્યું તેથી તેઓની તેમજ "તત્વવિવેચક" પ્રેસના માલેક તે સારી રીતે ને વખતસર છાપી આપ્યું માટે તેઓની પણ હું આભારી છું એજ.

મુ. ભુસાવળ<br>
તા. ૧૦-૨-૧૨ } સૌ. ગિરિજાબાઈ કેળકર.

# ગૃહિણી ભૂષણ.



## ૧ न मातुः परदैवतम्.

માના જેવું શ્રેષ્ઠ દૈવત બીજું કંઈ પણ નથી. માનું સુખ શું છે? આપણી પશુ જેવી બાલપણની સ્થિતીમાં જે વખતે આપણને આપણા શરીરનું જ્ઞાન હોતું નથી, આ જગતમાં જન્મ દેઇને માતાએ આપણા ઉપર કેટલા ઉપકાર કર્યા છે તેની કલ્પના પણ હોતી નથી, અને શરીર પરાધીન હોવાથી જન્મ આપનાર માબાપ પાસેથી જાણે તેમનું કર્તવ્યજ કરાવતા હોઇએ એમ આપણે હમેશાં ચાકરી કરાવીએ છીએ મારા ઉપર મારી માના શા ઉપકાર છે? તે ઉપકારનો બદલો મારાથી કેમ વળાશે? શી રીતે ચાલવાથી હું એના પ્રેમની થોડી ઘણી અનૃણી થઈ શકીશ? આવી જાતના વિચાર કરવાની શક્તિ તે વખતે પરમેશ્વરે આપેલી હોતી નથી. સંસારસમુદ્રમાં જરા વધારે ચાલ્યા કે આપણે ફરવા કરવા શિખિએ છીએ, બોલતાં શિખિએ છીએ, મા બાપ વગેરે માણસોને ઓળખતાં શિખિએ છીએ, બાલપણના નિયમ પ્રમાણે ખાવું, પિવું, રમવું ને આનંદ ભોગવવામાં નિશ્ચીતપણાથી વખત જયા કરે છે તે વખતે એક ઘડી પણ એવો વિચાર મનમાં આવતો નથી, કે મારી માતા મારા સારૂં શું દુઃખ ભોગવેછે, તેમજ મને સુખી જોવા માટે તે શું શું આશા મનમાં રાખેછે, મારી શરીર સ્વસ્થતા માટે તેમજ મનઃસ્વસ્થતા માટે તેને કેટલી કાળજી

કરવી પડેછે? આવી મમતાળુ માતાનું અંતઃકરણ આપણે કેટલી વખત ક્રુર પશુની જેમ ફાડીને ખાધું હશે! અને તેને અનેક તરેહના દુઃખના અને ખેદના સાધનભૂત થયા હશું?

તે પછી આગળ જતાં સંસારની વિચીત્રતાનો આરંભ થાયછે. વિદ્યાર્થી સ્થિતીમાં તે વખતની રમતમાં મન હોયછે. બા, કયાં હશે, મારા વાસ્તે શું ચિંતા કરતી હશે એ વાત ધ્યાનમાં પણ આવતી નથી. પછી તેને મદદ કરવી, તેને શાથી સુખ થાશે એમ કાળજી કરવી, એ વાત સ્વપ્નમાં પણ ક્યાંથી! પણ એવી આપણી અયોગ્ય ને અજ્ઞાન સ્થિતિ હોવા છતાં આપણે જ્યારે તેની નજરે પડીએ છીએ, તે વખતે આપણને જોઇને તેની પ્રેમાળ નજર આપણી તરફ આવેછે, આપણને સુખી જોઇને તે સુખી થાયછે, આપણાજ શરીરને સુખ જોઇનેજ તે અંતઃકરણમાં ઠરે છે, થોડામાં કહો એટલે એમ કે આપણને સુખશાંતિમાં જોઇનેજ તેને સુખ શાંતિ મળે છે.

ઘણુજ દુઃખની વાત એ છે કે, પ્રત્યેક મનુષ્યને પોતાનું કર્તવ્ય ઘણું મોડું સમજવા લાગેછે. મુખ્યતઃ મા પાસેથી દૂર થવાનો વખત આવ્યો એટલે આપણને તેના ઉપકારનું સ્મરણ થાયછે અને પછી બાળપણના અપરાધ એક પછી એક મનમાં યાદ આવે છે અને પછી મન દુઃખને—ખેદને—આધીન થાયછે.

ઘણી વખત છોકરાને મુકીને પરમેશ્વર તેમની માતાને લઈ જાયછે—ઇશ્વરી નિયમ પ્રમાણે તેને તેની સેવામાં જવુંજ જોઇએ—ત્યારે તેની પાછળ તેના છોકરાંની વ્યવસ્થા પરમેશ્વર કરેછેજ. એક કહેવત છે કે, ‘અન્નપૂર્ણા કોઇને ભુખે મુકી સુતિ નથી’ તોપણ દુઃખ શું છે, સુખ શું છે એ દેખાડવા માટે જો પરમેશ્વરે આવો જનમ મરણનો અનિશ્ચિત નિયમ કર્યો નહોત

તો માણસને સુખની ખરી કીમત સમજાત નહીં. માટે ઇશ્વરે જે આપ્યું હોય તેમાં રામદાસના કહેવા પ્રમાણેઃ—

'जगीं सर्व सुखी असा कोण आहे ॥
विचारी मना तूंचि शोधूनि पाहे' ॥

( દુનિયામાં બધા વાતે સુખી એવો કોણ છે? )
( હે મન તુંજ શોધ કરીને જો. )

સમજીને સંતોષ માનવો એ શિવાય બીજો ઉપાય નથી. જે અસંતોષ, જે ઓશીઆળું જે ઓછાપણું મા વગરના બચ્ચાને તેમના મોટપણાં લગી આવેછે એવો વખત પરમેશ્વર કોઇને પણ આપે નહીં એવી પ્રાર્થના છે.

નાનપણામાં માના ખોળામાં બેસીને રમીએ છીએ, પછી દોડી રમીને દિવસ ગાળતિ વખતે, તેમજ પોતાના સુખ દુઃખમાં આ જન્મભાગ લેનાર એક સદ્ગુણી નવવધુ સહીત સંસાર સાગરમાં પ્રવેશ કરતી વખતે તરૂણોને પોતાની સંસાર નૌકા સારી રીતે ચલાવવા સારૂં માના ઉપદેશની જરૂર રહેતિ નથી કે? અહાહા આ દુનિઆમાં માની જરૂર નથી એવો કોઇપણ વખત છે કે? અહાહા! માના પ્રેમ માટે કવી કેહેછે કેઃ—

તથા આજ તારૂં હજી હેત તેવું
જળે માછલીનું જડયું પ્રેમ જેવું
ગણિતે ગણ્યાથી નથી તે ગણાતું
મહા હેતવાળી દયાળીજ મા તૂં.

તે અક્ષરશઃ ખરૂં છે. તે પ્રેમ જેને સંપૂર્ણ રીતે મળે છે તેજ ધન્ય છે. એ સુખ પરમેશ્વર સર્વ બંધુ ભગિનીઓને આપો એવી તેને પ્રાર્થના છે.

## ૨ પ્રૌઢવિવાહ અને શિક્ષણ.

હાલ દિકરીઓના વિવાહ મોટપણે કરવા માટે ઘણા પ્રયત્ન, ઘણી સુધારણા ચાલુ છે અને હળવે હળવે તેને યશ પણ આવશે. પણ વિવાહની ઉમરની છેવટની મર્યાદા, સુધારણા હિતેચ્છુઓએ ઠેરવેલી કયાં એ સાંભળવામાં આવતી નથી. હાલ પ્રૌઢ વયની મર્યાદા વધતિ વધતિ ૨૦ વર્ષ લગણ અને કવચિત સ્થળે તો એની પણ આગળ ગયેલી જોવામાં આવેછે. હવે એ ખરૂં કે આવા ઉદાહરણ ઘણા થોડાં જોવામાં આવેછે; તો પણ તે વધવા પેહેલા સમાજના એકંદર બંધારણને તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે તે વખતસરજ ઠેરવવું જોઇએ.

થોડા દિવસ ઉપર ગ્રંથમાલામાં "સ્ત્રિઓનું ઉંચ્ચું શિક્ષણ અને સંતતીનો નાશ" એ વિષય ઉપર ડા. સ્મિથના ઇંગ્રેજી નિબંધનું મરાઠી ભાષામાં રા. પરાંડેકરે ભાષાંતર પ્રસિદ્ધ કર્યું છે તે બધાએ એક વખત વાંચવા જેવું છે. હવે જો કે એ વિચાર અમેરિકા દેશ સંબંધી છે તો પણ તે માહેલી કેટલીક વાતો આપણે વિચાર કરવા જેવી છે, તે કહેછે કે–'દરેક બહુશ્રુત માણસને ખબર છે કે જેમ દુનિઆની દરેક જાતમાં તેમ માનવી જાતમાંએ જીવન કલહ ચાલેછે. આ જીવન કલહ ફક્ત વ્યક્તિ માટે નથી પણ તેની સંતતિ માટે છે. કારણ જગતમાં સંતતિ મહત્વની છે. વ્યક્તિનો નાશ થાશે તો એકજ માણસની તુટ આવશે પણ જો સંતતીજ બંધ થશે તો તેનાથી આગળ થવાના હજારોની તૂટ આવશે."

હવે સ્ત્રિઓને ઉંચ્ચું શિક્ષણ આપવાથી પ્રત્યક્ષ રીતે તેમના શરીર-

પર થવાના અનિષ્ટ પરિણામથી, અને અપ્રત્યક્ષ રીતે સાધારણ માણસને વિવાહ કરવા અશકય થવાથી, સંતતિનો કેમ નાશ થાયછે તે હું દેખાડીશ. ઊંચ્ચું શિક્ષણ મળેલ સ્ત્રીને આપણા હાથે માતૃ કર્તવ્ય બરાબર રીતે બજાવાશે નહી એ જાણે ખબર હોય એમ લાગેછે. કારણ તે કોઈ વખતજ, અગર, ઘણા મોડા વિવાહ કરેછે, એટલે તે જો કે લગ્ન કરે છે તોપણ તેને ઘણી થોડીજ સંતતિ થાયછે. કોઈ વખત એવી અડચણો આગળ મુકવામાં આવેછે કે, સાત આઠ છોકરા થઈને નિષ્કાળજીપણાથી તેને વધારવા કરતાં, એકજ છોકરૂં થઇ તેનું કાળજીથી સંરક્ષણ કરવું વધારે સારૂં છે. કારણ વધારે છોકરાં થવાથી માનું ધ્યાન સૌ તરફ સરખું રહેતું નથી. પણ આ ભ્રમ છે. આ વાત નિર્વિવાદ છે કે, શ્રીમંત અને સુશિક્ષિત લોકોનું એકનું એક છોકરૂં ઘણી વખત લાડથી બગડેલું ને નબળું હોય છે. પણ ગરીબ અને સાધારણ શિક્ષણ મળેલ લોકોના સાત આઠ છોકરાઓ સારા સશક્ત અને આનંદી હોય છે.

હવે એ વાત જો કે પરદેશ સંબંધી વધારે ખરી છે, તો પણ તેવો વખત આપણે ત્યાં ન આવે એ માટે આપણે પહેલાં ધ્યાન આપવું જોઇએ. અને એવી રીતે વિચાર કરતાં મને એમ લાગેછે કે આ વાતનો યોગ્ય વખતેજ પ્રતિકાર કરવો વધારે સમયસુચકતા વાપરેલું જણાશે. એટલે સાત અગર આઠ વર્ષની ઉમરની દિકરીઓના લગ્ન કરવા એવું મારૂં મત-વિચાર-છે એમ નહીં. પણ એ મર્યાદા અનિયમિત રીત્યા વધતિ જાયછે તે મને ઠીક લાગતું નથી. છોકરીઓના લગ્ન પ્રૌઢ ઉમ્મરે તેમની વિદ્યાર્થી અવસ્થા પૂરી થએ કરવા એ વિચાર પ્રથમદર્શને સારો લાગેછે ખરો, પણ પરિણામે તે અહિતકારક ઠરેછે; અને ડૉ. સ્મિથ જેવા વિચાર ઘણાના મનમાં આવશે. કારણ ૨૦-૨૫ વર્ષની ઉમર જેની વિદ્યા-

ધ્યયન અને બેનપણીઓ સાથે સ્વતંત્રતાથી રમત ગમતમાં ગઈ છે, એવી દિકરીને ૨૦-૨૫ અગર ત્રીસ ચાળીશ રૂ. મેળવનાર–હાલના બી. એ. ને પણ એટલો પગાર મળતો નથી–વરને ત્યાં એઠવાડ અબોટીયા અને છોકરાઓની જંજાળ કેમ ગમશે! અને બધાનેજ પ્રોફેસર, સિવિલ સર્વંટ વગેરે મોટમોટા હુદાના વર કેમ મળશે? એટલે સહેજેજ અવિવાહિત રહેવાની તેમની ઇચ્છા બળવાન થશે અને તેથી સંતતીનો નાશ થશે ને એવું થવું કયારે પણ ઇષ્ટ નથી.

"ઉચ શિક્ષણનાં ચક્રમાથી બહાર પડેલી અને શરીર સંપત્તિનો અને સ્વાભાવિક વૃત્તિનો હ્રાસ ન થતાં બુદ્ધિમાં વધારો થએલી એકાદ પદવીધર સ્ત્રી મળેછે; પરંતુ મારી સમજણ પ્રમાણે એ અપવાદ છે. ઉચ્ચ બુદ્ધિની સ્ત્રીઓને ઘણું કરીને પત્ની અને માતાના હમેશનાં કર્તવ્ય કંટાળા ભરેલાં અને નિરસ જણાશે; અને તે માહેલી ઘણી તો બેધડક એમ કહેછે કે, મારા હમેશના એશઆરામ પુરા પાડનારો વર મળ્યા વગર તો હું લગ્નજ કરીશ નહી. ગૃહસુખનો હળવે હળવે થતો એ હ્રાસ જોઇને કયા વિચારી માણસને ખોટું લાગશે નહી!"

હવે સ્ત્રીઓને કેળવણી તો જોઇએજ. જ્ઞાનામૃત એ કોઇપિણ વખતે કોઇપિણ સ્થિતીમાં ખરાબ નથી; તો પણ જેમને વિવાહીત સ્થિતીમાં જન્મારો કાઢવોછે એવાઓને શારીરીક અને માનસિક સ્વાસ્થ્ય સંભાળીનેજ શિક્ષણ દેવું જોઇએ. કારણ ભવિષ્યકાળની પેઢીની તે માતા છે માટે તે પેઢી માનસિક અને શારીરીક શક્તિમાં જોરદાર પેદા થાય એવી ખબરદારી લેવું જરૂરનું છે. ડા. સ્મિથ કહેછે,

"મારી સમજણ પ્રમાણે સ્ત્રિઓની પ્રકૃતિ નાજુક થવાનું મુખ્ય કારણ

તેમને મળનારૂં શિક્ષણ છે. કારણ (૧) ઘણા વખત એમને સૂર્યપ્રકાશ અને છુટી હવાવિના કાઢવો પડેછે. (૨) વધનારા અવયવો તરફનું લોહી મેંદુ તરફ ખેંચાય છે. (૩) તેથી સ્નાયુ અને પચનેંદ્રિયની વૃદ્ધિ બંધ થઈને ફકત મેંદુજ વધેછે. (૪) અઢાર વર્ષ એ જો કે સૃષ્ટિમર્યાદા પ્રમાણે કુંવારી રેહેવાની, છેવટની મર્યાદા તો પણ શિક્ષણ માટે છવ્વિસ સત્તાવિસ વર્ષ લગણ કુંવારાં રેહવું પડેછે. (૫) અને છેલ્લું એકે, શિક્ષણથી તેઓની જરૂરીઆતો એટલી વધેછે કે તેઓને શક્તિમાન, તરૂણ, પણ દરીદ્રી એવા પુરૂષ સાથે લગ્ન કરતાં ફાવતું નથી.

હવે એવી જાતનું અઘરૂં અને મનજાતંઉપર ભારરૂપ શિક્ષણ દેવું તે દુર્દૈવે જેમને સંસારમાંથી દૂર કર્યાછે એવી અબલાઓને દેવું એટલે તેમનાથી નિશ્ચિતપણે તે કામ પાર પડે ને સમાજ ઉપર પરોપકાર કરવા મળે ને તેમને કંટાળા ભરેલું થએલું તેમનું જીવિત તેમને તેમ ન લાગતા તેમના હાથે પરોપકાર કરાવી તેમના જન્મનું સાર્થક થાય.

---

## ૩ ચાલુ ચળવળનું છોકરાઓનાં મન ઉપર થનારૂં પરિણામ.

હાલ જે એક નવી ચળવળ આપણા રાષ્ટ્રમાં શરૂ થઈ છે તેનો કુમળા અને અલ્પવયી છોકરાંઓના મન ઉપર શું પરિમાણ થાય છે, એ બાજુએ અમારી બેહનોની હજુ સુધી નજર ગઈ હોય એમ જણૈતુ નથી. આપણામાં જાણે એમ ઠર્યા જેવુંજ છે કે સ્ત્રિઓનું કામ એટલે છોકરાઓને

ખવરાવવા પિવરાવવા ને કપડાલત્તા કરવા શિવાય તેમનું કંઈ કર્તવ્ય હશે એમ જણાતુંજ નથી. હાલના જમાનાની કેળવાએલી સ્ત્રીઓને પણ પોતાના કર્તવ્યની જાણ થયેલી હશે એમ જણાતું નથી. તેઓ કેળવાયેલા સમજીને જે કર્તવ્યો કરેછે તે દિશા ભુલથી, ઉલટાજ થાયછે. બાલકોને નાનપણથી તે મોટપણ લગણ તેઓનું હિત થાય એવું ધાર્મિક, નૈતિક વગેરે શિક્ષણ આપીને તેઓને પોતાના રાષ્ટ્રના ને પરમાર્થના કામને યોગ્ય કરવા એના જેવું પવિત્ર અને શ્રેષ્ઠ એવું માતાનું બીજું કર્તવ્ય નથી. એવા પ્રકારની ઉદાત્ત કલ્પના તેઓના વિચાર તરંગમાં આવીજ શકતી નથી; અને તેથી તેઓની પોતાના કર્તવ્ય સંબંધી દિશાભૂલ થાયછે. એમ જો કે છે તો પણ કેળવાયેલી સ્ત્રીઓએ તો પોતાની એ પવિત્ર ફરજ જાણીને તે બજાવવા હવે વાર લગાડવી નહી. સભામાં વ્યાખ્યાનો આપીને કે ચોપાનીયામાં એકાદું લખાણ લખી આપણું નામ ચાર લોકને મોઢે થયું કે આપણું સુશિક્ષણ ખલાસ થયું એમ નથી; એટલેજ આપણે કેળવાયા એમ નથી કે આપણી સાચી ફરજ બજાવી એમ નથી પણ આપણા કર્તવ્યની બાજુ, એથી શ્રેષ્ઠને પવિત્ર છે એટલુંજ નહી પણ એથી ઘણી આગળ વધેલી છે, એટલુંજ નહી પણ તે જો યોગ્ય રીતે બજાવાય તો આપણે આપણા રાષ્ટ્રકાર્યને ઘણી મદદ આપીશું. અને આપણું સાચું કર્તવ્ય, એજ એક પ્રકારનો મોક્ષ મેળવ્યા જેવું છે, એમ ખુદ શ્રીકૃષ્ણભગવાનને અર્જુનને કહ્યું છે.

હાલ દેશમાં જે નવી ચળવળ શરૂ થઈ છે તેમાં વિદ્યાર્થીઓએ પડવું કે ન પડવું, એ માટે ઘણા જોસ્સાબંધ વાદવિવાદ ચાલે છે અને જે તે પોતપોતાના વિચારનું સમર્થન વિદ્વત્તાથી ને જોરથી લોકો આગળ કરેછે. તેમજ સરકારી અધિકારીઓ હુકુમના રૂપથી પોતાના ઠરાવો પ્રસિદ્ધ કરેછે.

એવી આ અણીને વખતે મારા જેવી એકાદ અલ્પમતી અબલાએ જાણે સ્ત્રીઓને પણ એ શબ્દ કહેવા આગળ આવવું એ ઘણું ચમત્કારીક છે; પણ તે મારા વિચાર એ દૃષ્ટિથીજ આગળ મુકું છું.

હાલના સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીયશિક્ષણ વગેરે ચળવળ અને તે ઉપર થતા ઘણા મોટમોટા વાદવિવાદ, એ બધાનું પરિણામ અપરિપક્વ અને કુમળા વિચારના છોકરાઓના મન ઉપર થઇને તેમના મનમાં એક પ્રકારનો ખળભળાટ ઉપજાવે અને તેથી તેમનું બાળપણ જે શાંતતાથી અને શરીરની પૂર્ણ તંદુરસ્તિ સાથે જ્ઞાનાર્જનમાં જવું જોઇએ, તેને બદલે આ ઉમરમાં તેમનું મન દ્વિધા થઇને તેમનાથી ભૂલો થાયછે અને તેનો દોષ ઇંગ્રેજી શિક્ષણને મળેછે. જેમ આપણા ગૃહકૃત્યની દરેક બાબતમાં આપણી દીકરીઓ કે વહુવારૂઓ ડાહી થવી જોઇએ એવી દરેક માની ને દરેક સાસૂની ઇચ્છા હોયછે, એ જો કે ખરૂં છે તો પણ જે વખત તેઓની આજ્ઞા ઉઠાવીને વહુવારૂપણામાં રહિને પોતાનું વ્યવહારનું શિક્ષણ પુરૂં કરવાનો સમય હોયછે તે વખતે જો તેઓ 'તે આમ નકરો! તેમ સારૂં થાશે માટે તેમ કરો' એમ કહેવા લાગશે તો આપણે તેમને ચોખ્ખી રીતે અમર્યાદશિળ કહેશું તેજ પ્રમાણે જે વખતે છોકરાઓએ જ્ઞાન મેળવીને પોતાનું શિક્ષણ પુરૂં કરવાનું હોયછે તે વખતે જો તેઓ તે વક્તા સારો છે, તે કડક છે, આ ચોપાનીયું ઠીક છે, તે ખરાબ છે, તે ફેંકી ધો એમ નકામી પંચાત કરવા લાગે ત્યારે આપણે તેમને શું કરવા સારા કહેવા? એનો અર્થ કે તેઓએ ચોપાનીયું વાંચવું નહીં કે એકાદા માણુસ સંબંધી કે પત્ર સંબંધી મનમાં આદર રાખવો નહીં, એમ નથી. એકાદ વહુવારૂને જો કે એકાદ પાડોશણ સારી લાગી તો પણ જ્યાં લગણ તે પોતાના ઘરમાં સ્વતંત્ર નથી અને તે બાઈ તેની સાસૂજીને ગમતી નથી તો તેની સાથે પરિચય ન રાખવો

હિતાવહ છે. કારણ આપણા ઉપર જ્યાં લગણ મોટેરાં માણસ છે ત્યાં લગણ થોડા દહાડા માટે પણ પોતાની સારા નરસાની કલ્પના બાજુએ મુકવી એ ઇષ્ટ છે. એટલે એ એક વાતથી કાંઈ વહુવારૂઓને દુ:ખ થાયછે એમ નથી; મોટેરાઓનું તેના ઉપર રહેલું હેત, સુખ, શાંતિ સર્વ મળેછે. તેમજ છોકરાઓએ વિદ્યાર્થી હાલતમાં જ્ઞાનાર્જન શિવાય બીજા બધા વિષયો વહુવારૂના જેમ મનમાં રાખવા અને જ્ઞાનાર્જન પછી થોડા કાળ પછીજ તેઓ પોતાના મનોદય પ્રમાણે ચાલવા સ્વતંત્ર છે. ત્યારે આવા વિચારો મનમાં લાવી તે પ્રમાણે તેમના મનને દોરવું એ કામ પ્રેમળ માતા વગર બીજું કોણ કરી શકશે!

આપણા આ વ્યવહારમાં આપણે હમેશાં જોઇએ છીએ કે ભાઇઓ ઘણું બોલી જાણેછે પણ પ્રત્યક્ષ રીતે તેમનાથી તેટલું થતું નથી. બીજું તેઓને આ બાજુના વ્યવહારજ્ઞાનની એટલી ગમ પણ હોતી નથી. તેઓનું જે જ્ઞાન હોયછે તે બધું કાગળીયું હોયછે કારણ કે આપણે જોઇએ છીએ કે* આપણી ઉચ્ચ કોમ માહેલો જે પુરૂષવર્ગ છે, તેમાનો ઘણો ખરો સરકારી નોકર અને વકીલોથી ભરેલો છે. આ ભાઇઓને જમણ શિવાય પોતાનાં છોકરાં છૈયાં સાથે કે ધર્મપત્ની સાથે બોલવાને પુરા કલાક બે કલાક પણ મળતા નથી તો પછી તેઓને આ વિષય માહેલું વ્યવહારજ્ઞાન કયાંથી હોય! ત્યારે આ કામ વ્યવહાર કુશળ પત્નીવિના બીજું કોણ કરશે! માટે એ કામ આપણેજ કરવું જોઇએ. એટલે વિદ્યાર્થીસ્થિતિમાં છોકરાઓને રાજકીય અગર સામાજીક વાર્તાનો પવન પણ લગાડવો નહીં એમ નહીં. તે બાબતનું જ્ઞાન માબાપોએ છોકરાઓને આપવુંજ

---

* આ વાત મહારાષ્ટ્રીઓને લાગુ છે કારણ ગુજરાતીમાં વ્યાપારીઓ વગેરે છે તે મહારાષ્ટ્રીની ઉચ્ચ કોમમાં નથી.

જોઇએ અને તે માટે માતાઓએ પેહલાં તે બાબતની ખબર મેળવવી જોઇએ; કારણ પેહલાં આપણને દુનિયામાં શું થાય છે તેની ખબર પડવી જોઇએ જેથી તેમાં કેટલે સુધી જવું છોકરાઓને શ્રેયસ્કર છે તે ઠેરવી તે પ્રમાણે શિક્ષણ આપી શકાય આપણા દેશમાં કે સમાજમાં હાલ કેવી સ્થિતિ છે, સરકારી અધિકારીઓના ધોરણ કેવાં છે, આપણા બાલકોના મન કઈ બાજુએ છે, તેમના વિચાર કઈ બાજુએ ફેરવવા જોઇએ વગેરે બધું જેટલી ચોકસ રીતે માતા સમજી શકે છે તેટલું બીજાને સમજવું શકય નથી માટે એ કામ અમે સ્ત્રીઓએજ કરવું જોઇએ.

હાલ જે કેટલીક વાતો આપણે સાંભળીએ છીએ, વાંચીએ છીએ અને જોઇએ છીએ તે ઉપરથી જણાય છે કે હાલના વિદ્યાર્થીઓ વિદ્યાર્થી સ્થિતિમાં પોતાનાથી શ્રેષ્ઠ વ્યક્તિઓનું અનુકરણ કરવાની ઇચ્છાથી કહો કે અગર પોતાની સમજણ પ્રમાણે દેશકાર્ય કરવાની ઇચ્છાથી કહો મોટેરાની જેમ કરવા જાયછે, પણ બાળવય, મોટેરાના જેવી લાંબી દૃષ્ટીની તુટ, અલ્પજ્ઞાન એ બધાને લીધે તેમની દરેક કૃતિ મર્કટચેષ્ટા જેવી થઇને બધાને હંસવાનું સાધન થાયછે. પણ એ બધામાં એક મોટી ભૂલ અમારી છે કારણ તેઓ હજુ નાના છે એ વાત હમેશાં તેઓના મન ઉપર ઠસાવવી, તેમની ચાલ-ચલણ ઉપર આપણે નજર રાખવી, યોગ્ય પ્રસંગે તેમની ભૂલ તેમને દેખાડવી એ કામ પુરૂષવર્ગ પોતે કરતો નથી અને સ્ત્રીઓને કરાવવા શિખવતો નથી. બધાનું પરિણામ રાજકર્તાઓની જરૂરીથી વધારે રીસને અમે પાત્ર થવામાં અને બાલકોની અવનતિ થવામાં આવ્યું છે.

હાલમાં જોઇએ તો હાઇસ્કુલમાં અગર કૉલેજમાં જઇને ચાર મહિના થતા નથી એટલામાં છોકરાઓ સભા ભરવાને વ્યાખ્યાનો દેવા તૈયાર થાય

છે. છોકરાઓની એ વર્તણુક જોઇને માબાપોને ક્ષણીક આનંદ થતો હશે ખરો; પણ તેજ વખતે એમ મનમાં આવવું જોઇએ કે જે છોકરાઓ હાલ છોકરપણમાં મોટમોટા આગેવાનો ને સારા માઠા કહેવા ચુકતા નથી તે અમને સામા જવાબ આપતાં કેમ કચવાશે ?

દુનિયામાં બીજાઓને નામ આપવા એ ઘણું સહેલું છે પણ તે સ્થિતિમાં આપણે જઈ તે કામ કરી કેવી કેવી અડચણો આવે છે એનો વિચાર કરી તેનો અનુભવ લઇને પછી નામ મુકીએ એ વધારે સારૂં.

ત્યારે આવી જાતના વિચાર છોકરાઓના મનમાં લાવવા અને હાલની ચાલુ ચળવળનું અપરીપકવ વિચારના છોકરાઓ ઉપર જે પરિણામ થાય છે તેથી તેમને બચાવી યોગ્ય મર્યાદામાં રાખવા. અને આજ્ઞાધારકપણું તેમનાં મનમાં ઊતરીને શરીરની પૂર્ણ વૃદ્ધિ થાય અને જ્યાં લગણ વિદ્યાર્થી સ્થિતિમાં રહેવું છે ત્યાંલગણ જ્ઞાનાર્જન અને મનન એમાં શાંતપણાથી વખત ગાળવાની એમને ટેવ લાગે એમ કરવું એ માતાનું મુખ્ય કર્ત્તવ્ય છે અને તે પુરૂં થએ તેનો ફાયદો રાષ્ટ્રને અને સમાજને મળીને આપણે આપણું કર્તવ્ય સારી રીતે બજાવ્યું એમ થશે એક મહારાષ્ટ્ર કવી કહે છે કેઃ—

**जिच्या हातीं पाळण्याची दोरी तीच जगातें उद्धरी**

જેના હાથમાં પાળણાની દોરી છે તેજ જગતને ઉધ્ધારે છે.

## ૪ દિકરાનો વિવાહ કરવો એ માબાપનું કર્તવ્ય છે કે નહીં.

દિકરાનું લગ્ન કરવું એ માબાપનું કર્તવ્ય છે કે નહીં એ પ્રશ્ન ઉપર હાલ ઘણે ઠેકાણે વાદવિવાદ થાયછે ત્યારે તે ઉપર મારો શો વિચાર છે તે સંબંધી બે શબ્દ લખું છું.

દિકરાનું લગ્ન કરવું એ માબાપનું કર્તવ્ય નથી એમ કેટલાકનું કહેવું છે. પણ મને લાગેછે કે, એક બાજુએ જોતાં લગ્ન કરવા એ ફરજજ છે. કારણ આપણામાં કાંઈ વરના પગારની મર્યાદા ઠરેલ નથી, કે આટલું મળશે તોજ મડમ સાહેબનો ખર્ચ પુરો પડશે. ઊલટું જેટલું મળેછે તેમાંજ કાટકસરથી સંસાર કરવાની અમારી આર્ય સ્ત્રીઓની નૈસર્ગિકજ પ્રવૃત્તિ છે. તો પણ બીજી બાજુએ જોતાં સાધારણ એટલો વિચાર કરવો જોઇએ કે જો આપણને આપણું પેટ ભરવાની ધમક નથી ને દિકરો વહુનું પેટ ભરવા અશક્ત છે તો કર્જ કાઢીને લગ્ન શામાટે કરવા જોઇએ એટલું ધ્યાનમાં રાખ્યા પછી પહેલી બાજુ પ્રમાણે વિચાર કરવા કાંઈ હરકત નથી કારણ છોકરાને નાનાનો મોટો કરવો શિક્ષણ દેવું તેને સાધારણ રીતે પોતાનું પેટ ભરતાં આવડે એટલી વ્યવસ્થા કરવી એ જેમ માબાપની ફરજ છે તેમજ જ્યાં લગણ આપણામાં દિકરા દિકરીઓએ એક બીજાને પસંદ કરીને વિવાહ કરવાનો ચાલ નથી ત્યાં લગણ તો દિકરાઓના વિવાહ કરવા એ માબાપની મુખ્ય ફરજ છે કારણ મા બાપના જેટલા છોકરાના વિચાર દુરદર્શી રહેતા નથી તેથી તેઓ સ્વતંત્ર થયા પછી જો વિવાહ કરશે તો દેખાવામાં સાધારણ ઠીક અને મીઠું મીઠું બોલનારી; એકાદી

છોકરી લાવશે પણ પછી તેને આપણા ઘરની રીતભાત વગેરે શિખવનાર કોઈ નહિ હોવાથી તે બધી કાળજી તેનેજ કરવી પડશે; અને આવી રીતે તે જો આ પ્રપંચ ને દગદગમાં પડશે તો જુવાનીનાં જોરમાં થનારા કામો પાછા પડીને તેનો બીજાને કાંઈ ફાયદો થશે નહીં. વખતે જો તે પ્રપંચની બાજુએ દુર્લક્ષ કરશે તો તે અલ્પમતિ અબળા બીજાનું દેખીને કરવાથી બગડવાનો ઘણો સંભવ છે અને એમ થશે તો તેને ગૃહસુખ કરીને જે છે તે ન મળીને પશ્ચાતાપમાં પડવું પડશે. ગૃહસુખ વિષે કહ્યું છે કે:—

**"सती चतुर गेहिनी वसत ज्या गृहा सद्गुणी ।**
**अखंड सुख सोहळी नय विवेक तेथें गणी ॥**
**सुहास्यवदनीं तिच्या गमतिं रम्य पुष्पें नवीं ।**
**मनीं विविध पुस्तक स्थित सुबोध ती सांठवी ॥**

**અર્થ**—ચતુર, સદ્દગુણી અને સતી ગૃહિણી જે ઘરમાં છે ત્યાં હમેશા નવું સુખ, ન્યાય, વિચાર ત્યાં રહેછે; જેના હસતા મોઢા ઉપર નવા ફુલો જેવો રંગ દેખાયછે ને જે હમેશાં નવિન પુસ્તકોનો બોધ મનમાં રાખેછે.

ત્યારે આવા ગૃહસુખની ઇચ્છા દરેક માણસને થવી સ્વાભાવિક છે. અને તે માટે છોકરાઓનું લગ્ન કરવું એ માબાપનું મુખ્ય કર્તવ્ય છે. માબાપ વિવાહ કરીને જે લાવેછે તેને કેળવણી આપવાની જવાબદારી તેઓ ઉપરજ હોયછે—પછી તે કેળવણી લખવા વાંચવાની હો કે રસોઈ કરવાની હો અગર સુતર કાંતવાનું હો—એ પ્રશ્ન જુદોછે પણ એટલું ખરૂં કે તેઓ પોતાનાં ઘરમાં જે રીતભાત હોયછે તે તેને શિખવવાનો પ્રયત્ન કરેછે અને નાન-પણાથી માના સહવાસમાં ઉછરેલ છોકરાને પોતાની માની ચાલચલણુક આગળ ચાલુ રહેલી જોઇને સંતોષ થશે તેમજ તેઓને પોતાના શ્વશુર-

પક્ષની માહિતી થશે અને તે લોકો માટે તેનો પ્રેમ વધશે અને સાસુસસારાના હમેશના સહવાસથી તેમના ઉપર તેની શ્રદ્ધા બેસીને તેમને વૃદ્ધપણુમાં સેવા ચાકરી કરવા વહુ ઘણી ઉપયોગી થશે. અને પોતાનાં વૃદ્ધ માબાપની સેવા ઘડપણુમાં પોતાની વહુ કરેછે એ જોઇને તે દિકરાને કેટલો આનંદ થશે? હવે વહુની મમતા મેળવવી એ માબાપના હાથની વાત છે માટે તેઓ પોતાની ફરજ યોગ્ય રીતે બજાવશે તો તે તેમને આગળ જતાં સારી રીતે ઉપયોગી પડશે અને આવી રીતે પોતાના માના શિક્ષણુમાં તૈયાર થએલ વહુ સાથે સંસાર સુખભોગવવા તે છોકરાને વિશેષ સંતોષ થશે. કહ્યું છે કે:—

**गृहसुखाची गोडी । वर्णावी तितुकी थोडी ।**
**जेथें निर्मल मनें आवडी । बद्ध झाली ॥**
**शुद्ध प्रेमाचें तें निधान । तेथें अन्योन्य वसे अभिमान ।**
**ऐशा गृहीं सुख धन । अनंत सांठलें ॥**

**અર્થ**—જ્યાં ચોખ્ખા મનથી મન મળ્યાં છે ત્યાંના પ્રપંચ સુખની મધુરતા જેટલી વર્ણન કરીએ તેટલી ઓછી છે.

ત્યાં ખરા પ્રેમનું નિધાન છે અને એક બીજા માટે આદરભાવ છે એવા ઘરમાં સુખરૂપી ધન ભરેલું છે.

આગળ જો એને લાગશે તો એ વધારે શિક્ષણુ દેશે. અને એમ થવાથી માબાપને પોતાનું જીવિત સુખકર થઇને છોકરાઓને પણુ પોતાના માર્ગે ચાલવું સહેલું પડશે ત્યારે આ દૃષ્ટીએ જોતાં દિકરાના વિવાહ કરવા એ માબાપની ફરજછે એમ લાગ્યાવિના રેહશે નહી.

હવે કોઈ એમ કહેશે કે છોકરા છોકરીઓએ એક બીજાને પસંદ કરીને વિવાહ કરવાની પદ્ધતિ આપણે પાડવી જોઇએ ; પણ તેમ કરવા માટે આપણને આપણી બધી સમાજરચના ફેરવવી પડશે. કારણ એક બીજાને પસંદ કરવા માટે છોકરા છોકરીઓને એકત્ર રહેવા મળે, એવા કાંઈ પ્રસંગ જોઇએ, એવા પ્રસંગો યુરોપીઅન લોકોમાં ફરવા જવું, બૉલ રમવો વગેરે વખતે મળે છે, પણ આપણામાં તો બૉલની રીત નહીં, ને ફરવા જવું તો આપણા ઘર કામની વ્યવસ્થા, ને ધર્મવ્યવસ્થા બદલવી જોઇએ કારણ આપણા લોકમાં તરૂણ દિકરીઓના કામ એટલે રસોડામાં લીપવું ગુપવું, શાકશમારવું, કપડા ધોવા, રસોઇની તૈયારી કરવી, જમવાની તૈયારી કરવી, પુજાની તૈયારી કરવી વગેરે, ત્યારે આ કામો કરીને ફરવા કયારે જવાય ? ત્યારે જ્યાં લગણ એવી અડચણો છે ત્યાં લગણ તેઓને એકત્ર રહેવાના પ્રસંગ મળવાના વાંધા, માટે એક બીજાના ગુણદોષની માહિતી મળે નહીં ત્યાં લગણ માબાપોએ દિકરાઓનાં લગ્ન કરવા એ તેમની ફરજ છે. અને યુરોપીયનો જેવી કહો કે પ્રાચીન સ્વયંવરો જેવી કહો એ પદ્ધત રાજારજવાડા, જાગીરદાર ને તેઓના જેવાજ પૈસાવાલા લોકોને પસંદ હોય તો કરવાની શક્તિ છે. પણ મધ્યમ સ્થિતિનાં લોકો માટે તો છોકરાઓના લગ્ન માબાપોએ કરવાજ ઇષ્ટ છે.

---

## ૫ દિકરીઓને શિક્ષણ દેવા પહેલાં માબાપે . કરવાનો વિચાર.

મને લાગેછે સ્ત્રિશિક્ષણ સ્ત્રિશિક્ષણ કરીને બોલનાર બંધુ ભગિનીઓએ એ બાબતનો સારી પેઠે વિચાર કર્યો નહીં હશે?

પહેલાં દિકરીઓ ભણેલી રહેતિ અને હાલ પણ પાશ્ચાત રાષ્ટ્રોમાં રહેછે માટે આપણે પણ ભણાવવી એટલોજ એ કહેવાનો હેતુ હશે એમ મને લાગેછે. કારણ સ્ત્રિશિક્ષણ સ્ત્રિશિક્ષણ કરીને રાડો પાડણાર અગર તે સાંભળીને પહેલા સપાટામાં છોકરીઓને શિક્ષણ દેણારને હાલના જમાનામાં ભણેલી પ્રૌઢ ઉમ્મરની કન્યાઓને યોગ્ય વર મળવા માટે તેના પાલકોને કેટલો ત્રાસ પડેછે તેની કલ્પના રહેતિ નથી એમ મને લાગેછે. કારણ જો તેઓને તે બાબતની કલ્પના થાત તો તેઓ આવી હાકાટી ( બડબડ ) કરત નહીં. હાલ દિકરીઓ ભણેલી ગણેલી એથી મોટી કરીએ એટલે તેઓની સાથે લગ્ન કરવા માટે કોઈપણ સારા કુલીનનો યોગ્ય વર તૈયાર થતો નથી એવ વખતે સ્ત્રિશિક્ષણ ને પ્રૌઢવિવાહ એ ઉપર લેખ આપનાર બધા નિદ્રાપામતા હશે અગર તેઓને પોતાના લેખનું ને વ્યાખ્યાનનું સ્મરણ રહેતું નહીં હોય એમ લાગેછે કારણ ટાણાને વખતજ કોઈની વૃદ્ધ-માં, કોઇની માશી, ને કોઇની કાકીની મામી વગેરે ના કહેવાને તૈયાર થાયછે, વખતે જો આ બધા કારણો નજ મળ્યા તો * પૈસાનું જડેછે, કારણ કે પૈસા

* દિકરીની સાથે પૈસો એટલે હુંડો આપવાની ચાલ મહારાષ્ટ્રમાં છે; જેટલી મોટ ઘર દિકરી દેવી હોય તેટલો હુંડો વધારે દેવો પડેછે.

દાર લોકનું રહ્યું પણ જે સાધારણ ખાઈ પિને સુખી ઘરો છે, અને જેણે પોતાની દિકરીઓને સાધારણ રીતે સારી રીતે કેળવણી આપી છે, તેઓને તેઓની દિકરીઓને માટે યોગ્ય ઠેકાણું મળવું મુશ્કિલ થાયછે; કેમકે સારા સુશિક્ષિત કહેવાડનારા પૈસો ઓછો, માટે કરતા નથી, ને સાથે ભણેલ માટે નહીં. તાત્પર્ય એવી દિકરીઓને માટે વૃદ્ધ, બાયડી બાયડી કરનારો અગર ૧૦-૧૨ રૂ. મેળવનારો કારકુન જોઈ દેવો ભાગ પડેછે. હવે એથી કોઈએ સ્ત્રીકેળવણીની હું વિરૂદ્ધ છું એમ સમજવું નહીં. સ્ત્રીઓને કેળવણી જોઇએ અને રાષ્ટ્રોન્નતિને તેની જરૂરી છે એવું મારૂં પણ મત છે, પણ તે આપવા પહેલાં આપણો જમાનો કેવો છે એનો વિચાર કરવો જોઇએ, ને તે બાજુએ વિચાર કરતાં એમ લાગેછે, કે જો આપણને આપણી દિકરીઓને કેળવણી આપવી હોય તો પહેલાં આ નીચેની બાબતનો વિચાર કરવો જોઇએ તે એવો કે:

( ૧ ) જો દિકરીને યોગ્ય વર નહીં મળે તો તેના આખા જન્મની વ્યવસ્થા લગાડવાની હમ્મી અમે લેશું.

( ૨ ) લોકોપવાદ લેવાને માટે અમે તૈયાર થાશું ને તેનું મન તૈયાર કરશું.

આ મુખ્ય બે બાબતનો પાકો વિચાર કરીને પછી માબાપોએ પોતાની કન્યાઓને ભણાવવી એવું મારૂં મત છે. નહીં તો પિયર, ભણતરની મિઠાશ લાગેલ એકાદ દિકરીને, સાસરે ચોપડી એટલે શત્રુ, એવા ઘરમાં અથવા જ્યાં એકવાડ ચોકામાંથી નવરાશહ પણ ન મળે એવા ઘરમાં આપવાથી તેના મનને કેટલો ત્રાસ થાયછે, તેની કલ્પના કરવી. માટે સાધારણ લખવા વાંચવાનું શિક્ષણ મલ્યું કે ૧૦-૧૨ વર્ષની ઉમ્મરે માબાપોએ દિકરીઓના વિવાહ કરી નાંખવા એટલે હાલના જમાનામાં તેઓને અને દિકરીઓને તે સુખકારક થશે. સ્ત્રીશિક્ષણ ને પ્રૌઢવિવાહ એ ઉપર

લેખ આપનારાઓએ, વ્યાખ્યાન આપનારાઓએ, અને તેને સંમતિ આપનારાઓએ, એ પૈસાની ચાલ આપણામાંથી કાઢી નાંખવા પહેલાં મદદ કરી, પછી એ બાબતમાં બોલવા માટે અગર લખવા માટે આગળ આવવું, અને એ માટેની સુધારણા, પહેલાં જેણે તેણે પોતાના ઘરમાંથી કરવા આરંભ કરવો. એ માટે પહેલાં એક વાત ધ્યાનમાં રાખવાની છે, કે કોઈ કોઈ પૈસાનો પ્રશ્ન નિકળે એટલે એમ કહેછે, કે જો અમારી છોકરીઓનો કોઈ પૈસો લેશે નહીં, તો અમે અમારા દિકરાનો લેશું નહીં, પણ તેઓના ધ્યાનમાં એ વાત કેમ આવતી નથી કે જેઓને દિકરીઓ આપવી છે તે વ્યક્તિઓ, ને આપણે લેનાર વ્યક્તિ નોખા છીએ. તેઓ લેછે માટે તેઓનો દંડ માટે કે આપણે આપણી વહુની માબાપ પાસેથી પૈસો લઇએ છીએ એ ધ્યાનમાં આવવું જોઇએ અથવા ધ્યાનમાં આવવાને પણ કાંઈ સબબ માટે આ બાબત આગળ મુકતા હોય તો કોણ જાણે.

સારાંશ ઊપરના વિવેચનથી એટલું ધ્યાનમાં આવશે કે અમથું સ્ત્રીશિક્ષણ સારૂં, માટે શિક્ષણ આપીને ફાયદો થશે નહીં; પણ આપણો જમાનો જોઇને દેવું જોઇએ; ને તેનો ફેલાવો થવા માટે પૈસાની ચાલ નિકળી જઇને યોગ્ય વર પહેલાં તૈયાર થવા જોઇએ.

## ૬ અર્વાચીન સ્ત્રીશિક્ષણનું પરિણામ.

હાલ સ્ત્રીઓને કેળવણી આપવા માટે ઘણી (વાટાઘાટ) ચર્ચા ચાલુ છે. ભણેલા અને સુધરેલા કહેવડાવનારા ભાઇઓ પોતાના વિચાર પ્રમાણે સ્ત્રીઓને કેળવણી આપવાનો પ્રયત્ન કરેછે, કોઈ પોતાની બાલકીઓને પ્રાર્થનાસમાજીષ્ટનું શિક્ષણ આપેછે, કોઈ યુનિવર્સિટીની પરિક્ષાઓ દેવરાવેછે, અને કોઈ ડાકટરીણ કરે છે, તો કોઈ યુરોપીઅનો જેમ આપણી છોકરીઓને કુંવારી રહિને પોતાનું પેટ ભરતાં આવડે એવું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરેછે. પણ આ બધાથી કેટલું નુકશાન થાયછે એ બાજુએ કોઇનું ધ્યાન ખેંચાતું નથી. હાલ પાશ્ચાત્ય દેશોમાં એવી સ્થિતિ થઈ છે કે, સ્ત્રીઓ માહેલી ઘણીએક પોતાને પુરૂષો જેવા હક્ક મેળવવાની ખટપટ કરેછે અને તે માટે ઘણીઓ કુંવારી રહેછે; અને ઘણી તરૂણીઓના મનમાં કુંવારી રહેવાના વિચાર વધતાજ જાયછે. પણ એનું ભવિષ્યકાળનું સ્વરૂપ ઘણા વિચારવંતના મોં આગળ આજજ ઉભું રહેછે. થોડા દિવસ ઉપર જ્યારે યુરોપની બાજુની ખાનેસુમારીનો આંકડો બહાર પડયો ત્યારે એમ જણાયું કે આજ ૧૦–૧૫ વરસ થયા તે બાજુની બાલકોની ઉત્પત્તિનું પ્રમાણ સરખું ઘટતું જાયછે, તેનું મૂળ કારણ શું હશે એ માટે વિચાર કરતાં એમ જણાયછે કે હાલ ત્યાં સ્ત્રીઓને સમાન હક્ક દેવાની જે એક નવિ ઉર્મી જાગી છે, તેનું એ થોડું ઘણું પરિણામ છે, અને થોડું આ શિક્ષણપદ્ધતીનું છે, એમ કહ્યાવિના રહેવાનું નથી. ત્યારે તેવું શિક્ષણ આ દેશની બાલીકાઓને આપીને શું ફાયદો? તે શિક્ષણથી તેઓ માતા તરીકેની પોતાની ફરજ બજાવવા કેમ યોગ્ય થશે? નિશાળમાં

સાત ચોપડીઓ અને ઇતિહાસ ભૂગોલનું લુખું જ્ઞાન એથી ક્યાંઈ અજવાળુ પડેલું દેખાતું નથી. હાલની નિશાળોમાં આપણા આર્યધર્મ, નીતિ, રીતિ વગેરેને જોડીને શિક્ષણ ક્યાં છે? અને તેવા સાધનો ક્યાં છે? હાલ ન્હાના બાલકોના કુમળા હૃદયમાં કંટાળો ઉપજાવે એવું વાચન, ઇતિહાસ, ભૂગોલ, વ્યાકરણ, ડ્રૉઈંગની આડી ઉભી લીટીઓ અને થોડું શિવણ ભરત હોય એવું શિક્ષણ અને પાસ થવાની આશાથી તેના ઉપર ગોખણ-પટ્ટીનો બોજો મુકેલો હોય છે. આપણા ભવિષ્યકાળના આયુષક્રમને ઉપ-યોગી એવું તેમાં કાંઈ રહેતું નથી. આવી જાતનું શિક્ષણ શરૂ કરવા પેહલાં તે બાજુની અને આ બાજુની રીતભાત વગેરેનો જરાએ વિચાર કરેલ જણાતો નથી. કારણ એ શિક્ષણના મીઠા ફળ તો દૂરજ રહ્યા પણ ખરાબ ચાલરૂપી વૃક્ષનો થોડો ઝીણા અંકુર થોડો થોડો દેખાવવાં લાગ્યો છે અને એ આમજ ચલાવવા દેશું તો આગળ જતાં તેને ખરાબ ફળ આવવાનો સંભવ છે.

આ માટે રા. કેશવજી વિશ્વનાથ ત્રિવેદી કહે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે "સ્ત્રીઓની સ્વાભાવિક કોમળતા અને મર્યાદા એ માટે આપણા લોકોના વિચાર ઈંગ્લંડના લોકોની સાથે સરખાવતાં આપણા લોકોની નિર્ધનતા, રેણી, ઈર્ષા (સપત્ની સંબધમાં) એકત્ર કુટુંબની અવસ્થા વડિલો તરફ અદબ અને તેઓની તરફ આપણી લાગણી વગેરેનો વિચાર કરતાં હાલ અપાતિ કેળવણીની પધ્ધતિ કેટલી બધી ભૂલ ભરેલી છે? હાલ ધર્મ-નીતિના શિક્ષણ વગર મળનારી લુખી કેળવણીથી તો ઉલટી સ્ત્રીઓ એવી નીકળે છે કે કાંઇ પુછવુંજ નહીં કેટલીક તો સ્વછંદી, સ્વતંત્ર વિચારવાળી ને મનમુરાદ વર્તન કરનારી છે. તો આવું શિક્ષણ અહિંની સ્ત્રીઓને આપ-વાથી શોં ફાયદો!" શરૂવાતમાં જ્યારે ઈંગ્રેજી રાજ્ય અમારા ઉપર આવ્યું ત્યારે અમે થોડા વખત ઉપરજ મુસલમાની જુલુમથી મોકળા થયા હતા,

ને સ્વરાજનો અનુભવ લેવા લાગ્યા હતા, અને થોડી સ્થિરસ્થાવર થાય ન થાય ત્યાંજ આ નવું વાવાઝોડું (રાજકીય દર્યાનું મોજું) અમારાઉપર આવ્યું, એટલે લોકોનું ચિત્ત પોતાનું જીવિત અને વિત્ત રક્ષણ કરવામાં રોકાએલું હોવાથી તેઓને આ બાજુએ ધ્યાન આપવા ફુરસદજ મળી નહીં અને તેની કોઇને જરૂર લાગી નહીં તેમજ વચમાં ૧૦૦-૧૫૦ વરસ એકસરખા જે સંકટો આ દેશઉપર આવ્યા તેમાં ઘણી ગાંડી ગાંડી ચાલો આપણામાં પડીને આસ્તે આસ્તે તેને ધર્મનું સ્વરૂપ આવ્યું. પછી જ્યારે ઇંગ્રેજોનું રાજ્ય અમારા દેશમાં થઇને સર્વત્ર સ્વસ્થતા ને શાંતતા થઈ ત્યારે મહારાણી વ્હિક્ટોરીઆએ પોતાના રાજ્યમાં જે કેટલીક સુધારણા કરી તેની સાથેજ સ્ત્રીશિક્ષણની પણ એક સુધારણા નિકળી, અને ઠેકઠેકાણે કન્યાશાળાઓ સ્થાપન થઈ, તેમજ તરૂણ વિદ્યાર્થીઓ યુનિવ્હર્સિટીમાંથી પદવીધર થઇને બહાર નિકળવા લાગ્યા અને તેમની આંગ્લવિદ્યા સાથે નવી મિત્રતા બંધાઈ, ત્યારે તે બાજુની રીતભાતના વર્ણનપર નૉવ્હેલ્સ વાંચીને, અને ત્યાંથી જે યુરોપિયનો અહિંઆ આવતા, તે માંહેલા કાંઇકની પોતાની ધર્મપત્નીસાથેની બાહ્ય વિલાસક્રીડા જોઇને, અમારો પુરૂષવર્ગ અમને મૂર્ખ અને ગાંડા ઠેરવવા લાગ્યો; એટલુંજ નહીં પણ સર્વ સમાજ તેવો લાગ્યો. ટુંકામાં કહીએ તો અમારૂં તેટલું સર્વ ખરાબ અને તેઓનું તે સારૂં એમ લાગવા માંડયું અને તેઓની હુબેહુબ નકલ કરવામાં તરૂણ સમાજ ગર્ક થઈ. તે તેઓનું અનુકરણ કરતાં કરતાં એટલા ઘસડાયા કે, આપણે આજ જે મેળવવા જઇએ છીએ તેની સાથે કોઈ દિવસ પાછા ન મેળવતાં આવડે એવું કાંઈક ગુમાવીએ છીએ એવી તેવોને કલ્પના પણ ન થઈ; પણ હવે ૧૦-૧૫ વરસ થયા તેઓને તેમાટે શંકા આવવા લાગી છે, અને તે દહાડે દહાડે સ્પષ્ટ થવા લાગી છે અને તેનુંજ પરિણામ આ વિદ્યાલયો છે એમ કહેવામાં કાંઈ હરકત જણાતી નથી.

પણ સ્ત્રીઓમાટે હજી જોઇએ તેટલી દૃષ્ટી ઉઘડેલી જણાતી નથી એમ મોટા ખેદ સાથે કહેવું પડે છે. કારણ દહાડે દહાડે પ્રજા નિર્બલ થતી જાય છે. તેથી સ્ત્રીઓમાં શું ને પુરૂષોમાં શું પહેલાં જેટલું શક્તિપણું રહેલું નથી અને જે થોડું ઘણું હતું તે વચમાં સુધારાના નામ નીચે પડેલી નાજુક ટેવોને લીધે જતું રહ્યું છે અને તેમાં આ ચમત્કારીક કેળવણીનો ભાર પડે છે. હર્બટસ્પેન્સર કરીને એક વિદ્વાન તત્ત્વવેત્તા કહે છે કે, "છોકરીઓને સુસ્વરૂપ અને મોહક કરવી હોય તો આવું નિરૂપયોગી અધ્યયન તેઓને કરાવી તેઓના મન ઉપર ભાર મુકવો એ મૂર્ખતા છે. પુરૂષોને મોહ પાડનારે ગુણ અતિવિદ્વતા એ નથી પણ બાહ્યરૂપ સુંદરતા, સારોસ્વભાવ, ચપળબુદ્ધિ આ છે. ઇતિહાસ, ભૂગોલ, ગણિત, સંસ્કૃત અગર રસાયનશાસ્ત્ર વગેરેના જ્ઞાનથી કોઇપણ પુરૂષ સ્ત્રીઉપર મોહિત થશે નહી. પણ તરતરીત ચેહરો, હસતું મોં, અને પાણીદાર નેત્ર હશે તો તરતજ પુરૂષ તેના ઉપર ભુલશે અને તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા ધરાવશે પણ એ બધું અતિ અધ્યયનથી આવતું નથી." હવે કોઇ કેહેશે કે એની કાંઈ જરૂર નથી તો તે ઇશ્વરી યોજના સમજતાજ નથી એમ કહેવું પડશે.

તેવુંજ ઉદાહરણ આપનાર એક વાર્તા થોડા સમયપર કરમણુક પત્રમાં આવેલી હતી. કલકત્તામાં કોઇએક સુખવસ્તુ બાબુ રહેતા હતા તેમનાં ઘરમાં વિવાહની ઉમરે આવેલી બે બાળાઓ હતી, તેઓનો તેઓએ રસાયનશાસ્ત્રમાં પ્રવિણ એવા એક સુસ્વભાવી વિદ્વાન સાથે પરિચય કરી આપ્યો હતો. એ ગૃહસ્થ એક કૉલેજમાં તેઓને ગમતા રસાયન શાસ્ત્રના પ્રોફેસર હતા. પ્રોફેસર, બાબુને ત્યાં ઉપરાઉપરી આવતા અને તે છોકરીઓ સાથે બોલતા; હવે તેમને તેઓની ઓળખાણ થઇને તેઓના સ્વભાવ હળવે હળવે માલૂમ પડવા લાગ્યા હતા, બાબુની એ બે છોકરીઓ માહેલી એક તેઓની

ભાણેજ કુમુદીની હતી તે સાધારણ સુસ્વરૂપ અને ઘણી વિનોદિ હતી અને દિકરી મૃણાલિની એ પણ સાધારણ રૂપવાન અને ઘણું ભણેલી હતી, પણ તેને અમથું બોલવું કે વિનોદ ગમતા નહીં. પ્રોફેસર બાબુ જ્યારે શરૂઆતમાં તેઓને ત્યાં આવવા લાગ્યા ત્યારે મૃણાલીનીની વિદ્વત્તા જોઇને તેઓ ઘણા આનંદ પામ્યા. એક વખત એમજ તેઓ ત્યાં આવ્યા હતા ત્યારે મૃણાલીનીએ તેઓને રસાયનશાસ્ત્રના પ્રશ્નો પુછીને થકાવી દીધા ત્યારે તેઓ કુમદીની સામે જોઇને બોલ્યા 'કુમુદ સુંદરી તમને રસાયનશાસ્ત્રની કાંઈ આવડત નથી કે' એ ઉપર કુમુદ સુંદરી હસતે હસતે વિનોદથી બોલી 'વા! નથી કેમ? પણ હું તમારી જેમ અમથી ગપ્પા મારીને મારી આવડત દેખાડતી નથી પણ રોજ સવારે પાકશાળામાં મામીની સાથે ૨-૩ કલાક તેનો પ્રયોગ કરી જોઊં છું, ત્યારે કહો વધારે આવડ કોને?' કુમુદનું આ વિનોદી ઉત્તર સાંભળીને પ્રોફેસર બાબુને હસવું આવ્યું પછી તેઓ મૃણાલીનીના એક બે પ્રશ્નના જવાબ આપી ઘેર ગયા; પણ તેઓના મનને થોડી અસ્વસ્થતા લાગવા લાગી; પછી બીજે દિવસે તેઓને બાબુ તરફથી નોત્રું આવ્યું માટે તેઓ જમવા ગયા તે વખતે બધા એકદમજ જમવા બેઠા હતા. જમતી વખતે પણ તેઓને મૃણાલનીએ રસાયનશાસ્ત્ર સંબંધી જુદી જુદી તરેહના પ્રશ્ન પુછ્યા પછી જમવાનું થઈ રહેવા આવ્યું ત્યારે પનું ખાતાં ખાતાં પ્રોફેસર સાહેબે પુછ્યું આજનું પનું કોણે કર્યું ત્યારે મૃણાલની બોલી, 'કુમુદે, હું આવી હલકી બાબતોમાં મન ઘાલતી નથી' જમણ થયા પછી બધા દિવાનખાનામાં ગયા ત્યારે બાબુસાહેબની વહુ બોલ્યા—"આજ આટલા દિવસ થયા તમારો અમારી દિકરીઓ સાથે પરિચય કરી આપ્યો છે ત્યારે તેનો હેતુ તમે જાણ્યો હશે એમ અમે સમજતા હતા; પણ હવે એમ લાગે છે કે એક તો તમે અર્થ સમજ્યા નથી કે કાં તો સમજીને તમારો વિવાહ કરવાનો હેતુ નહીં હોય. માટે

તમારો ખરો વિચાર શું છે તે ચોખ્ખું જણાવો.” ત્યારે તેઓ નમ્રતાથી બોલ્યા કે આપે મારા ઊપર જે કૃપાદૃષ્ટી રાખી છે તે માટે હું ઘણો આભારી છું મારો પણ એક બે દહાડામાં ખુલાસો કરવાનો વિચાર હતો પણ તે કેમ કરવો એનો વિચાર કરતો હતો હવે આપ પુછો તો જણાવું છું કે મૃણાલીની એ વિદ્વાન વિદુષી અને પંડિતા છે અને તેઓને માટે મને પૂર્ણ અભિમાન છે પણ મને એમ લાગે છે કે આખો દહાડો કૉલેજમાં પ્રોફેસરનું કામ કરતી વખત જે કટકટ કરવી પડછે તે સંબંધી ઘેર આવ્યા પછી વાદવિવાદ કરવાથી જે આનંદ મળશે તેનાથી આજના જેવું ભનું મળશે તો વધારે આનંદ થશે.”

આ વાત ઉપરથી પુરૂષોનું સાધારણ સુખ અને ઇચ્છા શેમાં છે તે સેજ જણાશે.

તેમજ સ્ત્રીઓને અધરૂં શિક્ષણ દેવાનો પ્રયત્ન કરવાથી મેંદુનું સ્વાસ્થ જતું રહે છે. તેમાં ઘરપ્રપંચની જોખમદારી માથાપર પડયાથી સ્ત્રીઓને જે શારિરીક અને માનસિક શ્રમ પડે છે, તેમાંજ પુરૂષોના જેવા બીજા વ્યવસાય કરવાની જાજ્વલ્ય ઉત્સુકતા મળે તો આ બેવડા શ્રમનો બોજો તેઓના શારિરીક સ્વાસ્થ્ય ઉપર થાય છે. અને તેથી ઉપજનારી પ્રજા અશક્ત થાય છે. માના સામુ જોઇએ તો ૧–૨ છોકરા થતાંજ શરીર માંહેલી હોંશીયારી, મોઢાઉપરનું ઉડી ગયેલું તેજ, ફિક્કાશ અને નિરાશવાદી જેવી સ્થિતિ નજરે પડેછે, અને બાપડીને દુધની પંચાત પડેછે. સારાંશ સ્ત્રીઓમ કર્તૃત્વ છતાં કેવળ શરીરની પરાધીનતાથી તેઓને તેઓના માણસોને અને છોકરાઓને ગૃહવ્યવસ્થાનું ખરૂં સુખ ભોગવવા મળતું નથી એટલુંજ નહીં પણ પુરૂષવર્ગ જો ઊમગથી એકાદ વાત કરવા જાય તો ઘરની કાળજીથી તેમનાથી તે થતિ નથી. આ આટલાજ કારણ ઉપરથી એમ દેખાય છે કે સ્ત્રીઓ

પર-પડતા ગેરવ્યાજબી શ્રમથી હળવે હળવે પણ અનિષ્ટ પરિણામ ભવિષ્યની પ્રજા ઉપર થાય છે. હવે એવા દેખાવો હજી વધ્યા નથી એ ખરૂં છે પણ તેનું જે બી-વવાયું છે તે ઘણું ખરૂં ઈંગ્રેજી ભણી સુશિક્ષિત થએલાઓનેજ ઘેર જોવામાં આવે છે. એટલે જરા આ ઘરો અમારા દરિદ્રી હિંદુસ્તાનમાં સુખવસ્તુ કુટુંબોમાં ગણાય છે. તો પણ સૂક્ષ્મ અવલોકનથી જોતાં એમ દેખાય છે કે એ ખરા સુખી નથી. તો હળવે હળવે પણ ઘણી ભયંકર રીતે તેઓ ઘસાતા જાય છે, એનું કારણ સ્ત્રીઓને દેવામાં આવનાર નિરર્થક અને અધુરૂં શિક્ષણજ છે. પૂર્ણ જ્ઞાનના અભાવથી તેઓને ખરૂં જ્ઞાન આપનાર ગ્રંથો વાંચવાની ઇચ્છા થતી નથી, અને કાદંબરીઓ નાટક વગેરે વાંચવા તરફ તેઓની પ્રવૃત્તિ થાય છે હવે આ ઉપરથી એમ માત્ર કોઇએ ન માનવું કે મેં જે જે લખ્યું છે તે સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ છે. સ્ત્રીઓને કેળવણી આપવીજ જોઇએ, તેની તેઓને ઘણી આવશ્યકતા છે, તેઓની સુધારણા થયા વગર સમાજની સુધારણા થવાની નથી. તેઓ ભવિષ્યની પ્રજાના આધારસ્થંભ છે તેઓ જેટલે દરજ્જે સુસંસ્કૃત, અને ડહાપણવાળી હશે તેજ પ્રમાણે પ્રજા નિવડશે એ બધુ મને કબુલ છે. પણ મતભેદ ફક્ત એટલોજ કે, તેઓને આપવાનું શિક્ષણ કેવી રીતનું આપવું જોઇએ ?

---

## ૭ સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ કયું ?

હાલના જમાના તરફ જોઇએ તો હાલનું વાતાવરણ ખટપટનું છે એમ જણાઈ આવેછે. આવે વખતે સર્વ કોઇએ પોતાના વિચાર લોકો સમક્ષ મુકવા એ દરેકનું કર્તવ્ય છે. તે પ્રમાણે હું પણ મારા વિચાર મારા બંધુ ભગિનીઓ આગળ મુકું છું. અર્વાચીન સ્ત્રીકેળવણીના કેવા પરિણામ થાય છે તે મેં ઉપર ટુંકામાં જણાવ્યું છે. ત્યારે હવે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ કયું, એ પ્રશ્ન સહજજ ઉત્પન્ન થાયછે અને તેને માટે વિચાર કરવાની આજ વેળા છે એમ મને લાગેછે. કારણ હાલ સ્વદેશી ચળવળને લીધે જ્યાં ત્યાં દરેક વસ્તુને નવું સ્વરૂપ આવવા લાગ્યું છે અને તેજ પ્રમાણે શિક્ષણ હિંદુઓને ઉપયોગી પડે એવું હોવું જોઇએ એવી ઇચ્છા ઉત્પન્ન થઈ છે; અને તે પ્રમાણે કાંઇક સંસ્થાઓ પણ નિકળી છે; અને તેવાજ બીજી શાળાઓ સ્થાપવા માટે વર્ગણી વગેરેની તેયારી થાયછે. કોઈ ગાયનશાળા, વેદશાળા વગેરે કાઢીને પોતપોતાને હાથે પોતપોતાની સમજણપ્રમાણે આ રાષ્ટ્રીય કાર્યને મદદ આપેછે. હાલ મળતી કેળવણી છોકરાઓને તેઓના ભવિષ્ય કાળમાં ઉપયોગી પડે એવી નથી એમ ઘણાનું મત બંધાતું જાયછે. સારાંશ, આ ટાણું ખટપટનું છે અને બધી ખટપટનું મુળબીજ જે શિક્ષણ તે તરફ બધાનીજ નજર જવી સ્વાભાવિક છે હવે આવે ટાણે છોકરાઓની જેમ છોકરીઓને પણ શિક્ષણ મળવું જોઇએ એમ કેટલાકને લાગેછે અને દરેક જણ પોતાની સમજણ પ્રમાણે ઉપાય દેખાડે છે. પણ એવી કળવળ લાગેલા માંણસો હાથના આંગળાથી

ગણાય એટલાજ છે. પ્રાંતિક સભામાં શ્રીમતી રમાબાઈ રાનડેએ થોડાક ઉદ્દગાર કાઢયાછે તેમજ વિશ્વવૃતના નવમાં અંકમાં એક પદવીધરે પોતાના 'સ્વાવલંબન અને ભિક્ષા' આ લેખમાં થોડી સૂચનાઓ કરીછે. તેમજ પ્રો. કર્વેએ એક સંસ્થા કાઢી છે ને તેનો ઉદ્દેશ પણ પ્રસિદ્ધ થયોછે. સુરતમાં વનિતાશ્રમ છે અને મુંબઈમાં બીજી એક ફિમેલ હાયસ્કૂલ નિકળવાનું સાભળયું છે. સારાંશ થોડા ઘણા પ્રયત્નની શરૂઆત થઈ છે એમ કહેવા કંઈ હરકત જણાતી નથી. હવે પ્રો. કર્વેએ જે સંસ્થા કાઢીછે તેના કાર્યક્રમ ઉપરથી જોતાં હાલનાં ઉદ્દિષ્ટ કાર્યમાં તેનો કેટલો ઉપ્યોગ થશે એ પ્રશ્નજ છે; પણ એવા મહત્વના પ્રશ્ન ઉપર વિચાર કરવાની મારી યોગ્યતા અને શિક્ષણ પણ નથી તેથી તે બાજુએ જતી નથી; પણ મારી નજરે સ્ત્રીશિક્ષણ એ વિષયનો વિચાર કરવાનો પ્રયત્ન કરૂંછું.

હાલ મજાહ એવી થઇ છે કે સ્ત્રીકેળવણી એ નામ સાંભળીનેજ પહેલા તો બધાને કંટાળો આવેછે. સહેજ કયાં સભા હોય તો સાંભળનાર પહેલા પુછેછે. 'શું ભાઈ વિષય શું છે!' તો કહે 'સ્ત્રીશિક્ષણ'; કે કહેછે કે 'ઠીક છે ખબર છે એની એ કથા ગાવીને? જોશું જવાનો વિચાર' એટલે હાલ થોડાક સુધારકોને બાજુ મુકી જોઇએ તો ઘણાના મોઢેથી એવા ઉત્તરો સંભળાય છે. એમ નહીં તો સ્ત્રીઓએ ભણવું, છોકરા આમાસંભાળવા ઘર એમ સંભાળવું એજને કહેવું, શું આજ લગણ અમે કર્યા વગર રહ્યા! ' ભલે એમ છે. પણ દહાડે દહાડે કન્યાશાળામાં છોકરીઓની સંખ્યા વધતિ જાયછે; ત્યારે આ ઉપરથી નક્કી અનુમાન શું કરવું એ મોટો વિચાર કરવા જેવો પ્રશ્ન છે, પણ મને લાગેછે એમાં વિષેશ કાંઇજ નથી. જે વાતેમાં પહેલા મોટી બીક લાગેછે તેજ વાત હમેશના સહવાસથી ઓછી'મહત્વની જણાયછે, એજ ન્યાયે અનુસરીને છોકરીઓની

સંખ્યા વધેછે પણ તેનું કોઇને વધારે મહત્વ જણાતું નથી, અને તેનો લોકમતમાં વિષેશ આદરભાવ પણ જણાતો નથી.

એનું કારણ શું હશે એનો સૂક્ષ્મ દૃષ્ટીથી જો અહંકાર બાજુએ રાખીને વિચાર કરીએ તો એમ ચોખ્ખું કહેવું પડશે કે, કેળવાએલી કહેવાતી સ્ત્રીઓની રીતભાતજ બીજાના મન બગાડવાને વિષેશ કારણ થઈ પડીછે. હવે મારા આ લખવાથી મારી કેટલીક કેળવાએલી બેન્હો મારાપર ગુસ્સે થશે એ મને ખબર છે પણ મેં મારા 'અર્વાચીન સ્ત્રીશિક્ષણના પરિણામ' એ લેખમાં એનું થોડુંક વર્ણન કર્યું છે તેથી તે ફરીથી કહીને વિશેષ જગા રોકતી નથી ત્યારે હવે સ્ત્રીઓને જે શિક્ષણ આપવું તે એવી જાતનું ન આપતાં જેનાથી બધાને ઉપયોગ થાય, તેઓની શરીરપ્રકૃતિ સુદૃઢ રહીને તેઓના, સંબંધીઓને, પૂર્ણ ગૃહસુખ મળે એવી જાતનું હોવું જોઇએ. અને તે આપવા ભાઇઓએ અને સુશિક્ષિત ભગિનીઓએ પ્રત્યક્ષ કૃતિથી આગળ આવવું જોઇએ. પછી તે શિક્ષણને રાષ્ટ્રીય શિક્ષણ કહો કે ચાહે તે કહો પણ પહેલાં સ્ત્રીશિક્ષણની જરૂરી છે કારણ સ્ત્રીઓ એજ આગલી પિઢીની માતા છે. માટે તેઓના મન પ્રજા પેહલા તૈયાર કરવા જોઇએ એટલે સાચા દેશભક્ત ઉદય આવશે. આવા દેભભક્ત થવા માટે પ્રીતિ, લાગણી, સ્વાર્થત્યાગ અને અભિમાન એ ચાર મુલતત્વામક ગુણ માતામાં આવવા માટે સ્ત્રીઓને શિક્ષણની જરૂર છે; પછી તે શિક્ષણ લખવા વાચવાનું હો, કે ઉપદેશથી મળેલું હો, શિક્ષણ આપવા માટે સારા શિક્ષકની યોજના થવી જોઇએ; અને તે સ્ત્રીશિક્ષક હોય તો વધારે સારૂં. કારણ જેમ પુરૂષ ડાકટર હોય એટલે તેઓને સ્ત્રીઓને થનાર કેટલાક સ્વાભાબિક રોગની તેટલી કાળજી લાગતી નથી, કારણ જેમાં તેઓને કેવા કષ્ટ પડેછે તેની તેઓને કલ્પના પુરતકી જ્ઞાનથી વધારે રહેતી નથી. ( એટલે

પુરૂષ ડાક્ટર સ્ત્રીરોગીની કાળજી લેતા નથી એમ નહીં ) પણ તેજ સ્ત્રીડાક્ટર હોય તો તેને સ્વાનુભવથી તેની કલ્પના થાયછે અને તેથી તે વધારે કાળજીથી તેની સંભાળ રાખેછે. તેમજ સ્ત્રીશિક્ષક હોય તો તેને સ્ત્રીઓના સ્વભાવની પુરતી માહિતી રહેછે વળી ઉમ્મરમાં આવ્યાથી નિશાળ છોડી, એ કારણ પણ રહેતું નથી. તેમજ શિક્ષકની પરીક્ષા કરતી વખતે અમથું બી. એ. અગર એમ. એ. શિક્ષક હોય તો ઉત્તમ એમ સમજવું ભૂલ ભરેલું છે તેમજ સ્ત્રી ટ્રેનિંગ કૉલેજમાંથી નિકળી કે તૈયાર થઈ એમ સમજવું પણ ભૂલનુંજ છે. શિક્ષકનું કામ કરનારામાં કાંઇક વિશેષ ગુણની આવશ્યકતા રહેછે તેમજ પોતાના વિચાર વિદ્યાર્થીઓના મનમાં લાવવાની કળા મનનું સમતોલપણું, પોતાની મોટપ રાખીને શિષ્યોમાં ઉલ્હાસ રહે એવો વિનોદ કરતાં આવડવું, શિષ્યોને ઠેકાણે પ્રેમ, સમયસૂચકતા, પોતાના ઇતિહાસનું જ્ઞાન, બહુશ્રુતપણું વગેરે ગુણોનો ભંડાર જેની પાસે હોય તેના હાથમાં આપણી કન્યાઓ એટલે ભાવી પેઢીની માતાઓ આપવાથી સારૂં પરિણામ થશે.

હાલની કેટલીક નિશાળોમાં એનાથી ઉલટી સ્થિતિ જોવામાં આવેછે. હાલ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાંથી જે સ્ત્રીશિક્ષક વર્ગ બહાર આવેછે તેની તરફ જોઇએ તો એમ દેખાય છે કે કેટલાક શિક્ષકો ફક્ત પૈસા માટેજ કામ કરેછે. તેમાં તેઓને લોકોનાં મન પોતાની તરફ ફેરવવાની બિલકૂલ ઇચ્છા રેહતી નથી; અને તેથી શું થાયછે કે લોકોમાં આ બાબત માટે પ્રશ્ન ઘણું કરીને નિકળતાજ નથી એનું કારણ સ્ત્રીશિક્ષક હોય તેને ગરીબ દુબળા વગેરે સરખા દરજ્જાના માણસોમાં ભળવું ગમતું નથી અને પૈસાવાળી સ્ત્રીઓમાં તેને નીચેના દરજ્જાની સમજીને તેને બરોબરીના જેટલું માન આપતા નથી; અને જરા ઓછાપણું લઇને તેને ભણવું ગમતું નથી. તેનું પરિણામ હમેશાં અનિષ્ટ થાયછે અને આવી રીતે કોઇપણ સંસ્થાની

ઉન્નતિ થતી નથી. જો સ્ત્રીશિક્ષણની ઉન્નતિ થવી જરૂર હોય તો તે માટે તે સંસ્થા માંહેલા દરેક માણસે એટલે શિક્ષકોએ જ્યાં જેવી રીતે લાગ મળે ત્યાં પોતાનો પ્રવેશ કરી લેવો જોઇએ. આ બાબતમાં મિશનરી લોકોનું ઉદાહરણ લેવા જેવું છે. તેઓની ઉપર આળ, મુકનારાઓએ એ બાબતનો પહેલાં વિચાર કરીને પોતાનામાં શકય તેટલું તેઓમાંથી લાવવાની તજવીજ કરવી જોઇએ. જરૂર જેટલી હઠ ને નિર્લજતા કર્યા વગર કોઇપિણ બાબત સાધ્ય થતી નથી. થોડા દહાડા ઉપર રા. તિલકે ગણપતી ઉત્સવની વખતે કહ્યું તે પ્રમાણે વ્યવહારમાં જે દુર્ગુણ દેખાયછે, તે કોઈ કોઈ વખત સામાજીક અને રાજકીય બાબતમાં ગુણને ઠેકાણે કામ આવેછે. શિક્ષકોએ એવું અનુકરણ કરવા તૈયાર થવું જોઇએ અને પોતાના કામના સારા ફળ લોકોને દેખાડવા જોઇએ એટલે લોકોને નામ મુકવા માર્ગ મળતો નથી. હાલ જે પરિણામ થાયછે તે અધુરા શિક્ષણથી થાયછે જેમ "અધુરો ઘડો ઘણો છલકાય" તેમજ એકાદ અશિક્ષિત માણસ પહેલું ગરીબીમાં હોય ને પછી થોડો પૈસો મળે એટલે આપણને પહેલાથી ઘણું મળ્યું એમ ન સમજતાં તેથી વધારે જોઇએ એમ માનેછે. તેમજ આત્મજ્ઞાન નહી હોવાથી આપણે ઘણા વિદ્વાન છીએ, આપણને બધાએ માન આપવું જોઇએ એવી ઇચ્છા થાયછે. હવે આ શિક્ષકો માટે થયું, હવે બીજો પ્રશ્ન રહ્યો કે દિકરીઓને કેળવણી કેવી જાતની જોઇએ? હાલ કન્યાશાળામાં જે શિક્ષણ મળે છે તે છોકરાઓ માફક છે. તે બદલીને તેને ઠેકાણે સાદું વ્યવહારમાં ઉપયોગી પડતું ગણિત, જમાખર્ચની માહેતી, ભૂગોલ, ચોપડાઉપરથી મોંપાઠ કરીને નકશામાં ગામ દેખાડતાં આવડે, એ છોડી દઇને તેને બદલે પ્રસિદ્ધ ઇતિહાસીક સ્થળ, તે કયાં છે, આપણા દેશની આસપાસ કયા દેશછે વગેરે માહેતી તેમજ ઇતિહાસની સાલવારી મોંપાઠ નહિ આવડે તો ચાલશે, પણ તે ભૂગોલની સાથે શિખવવો જોઇએ. આપણાં દેશમાં

પહેલાં કોનું રાજ્ય હતું, પછી કોણ આવ્યા, કેમ આવ્યા, આપણા દેશની ચોતરફ કોના રાજ્ય છે, તેના ઉપર કોણ રાજ્ય કરેછે, તેઓનો સંક્ષિપ્ત ઇતિહાસ, આપણા ઇતિહાસની પૂર્ણ માહેતી, તે માંહેલા વ્યક્તિના ચરિત્ર તેઓના એક બીજા સાથે મુકાબલા વગેરે શિખવવું વિશેષતઃ તેઓના ગૃહસ્થિતીની માહેતી મેળવીને તે છોકરીઓને દેવી; તેનો તેઓને વધારે ઉપયોગ થશે. કારણ સ્ત્રીઓ જાતેજ ચોકસ હોયછે, તેમાં નાના બાળકોને વાર્તા સાંભળવાની વધારે હોંશ હોયછે, ને વાર્તાના પ્રમાણે કહેલી વાતની તેઓ આપસમાં ચર્ચા કરેછે એટલે તે સેજે તેઓને મોંએ થાયછે તેજ ચોપડી માંહેલો એક પ્યારિગ્રાફ કાઢીને મોંએ કરો એમ કહિએ તો છોકરાઓ કંટાળો કરેછે તે ખરૂં જોતાં ઝીણી સાલવારીની તેઓને જરૂર પણ રહેતી નથી.

ગીત એ માટેની થોડી માહેતી આપવી જરૂરની છે. કારણ છોકરીઓને ગીતની હોંશ વધારે હોયછે અને અમારા લોકોનું તે એક મનોરંજનનું સાધન છે પણ તે માટે અમને અમારો વખત ગુમાવવો લાગતો નથી. યુરોપિયન લોકોમાં ચાર માણસ ભેગાં થાય એટલે તેઓની સ્ત્રીઓ ગમતને ખાતર ગાવા બેસેછે. પણ અમો લોકોને મંગળાગૌરી, હરતાલીકા, શિવાય એવી સંધી મળતી નથી. ( ગુર્જર ભગિનીઓમાં લગ્નકાર્યમાં ગીત ગવાયછે ) તે શિવાય દળણુ દળતી વખત કે પાપડ પાપડી કરતી વખતે કંટાળો ને ઉંઘ ન આવે માટે અમે કામ કરતી વખતે ગીત ગાઇએ છીએ; તેમજ પ્રેમળ માતા પોતાના બાલકને પાળણામાં નાંખીને હાલરડાથી રીઝવેછે તે કોને મીઠું લાગશે નહીં! અમારા પ્રાચીન ઋષિઓએ લલીતકળાને ઘણું મહત્વ આપેલું છે? માટે પદ્ધતશીર ગાવાની રીત લાગવાથી ઘણું સારૂં થશે.

તેમજ શિવવું, ભરવું, ગુંથવું એ આપણા ગૃહવ્યવસ્થામાં ઘણું ઉપ-

યોગી પડેછે. સાધારણ સ્થિતિ માહેલી છોકરીઓને રોજના આપણા વ્યવહાર ઉપયોગી કપડા કાપતાં ને શિવતાં પહેલાં આવડવા જોઇએ. હાલની કન્યાશાળામાં છોકરીઓને શિવવાનું જ્ઞાન થોડું ઘણું હોયછે પણ વેતરવાનું કે વેતરેલ કટકા જોડવાનું જ્ઞાન તો બિલકૂલજ જોવ માં આવતું નથી. એની પરીક્ષા—ખરાપણું—જો કોઇને જોવું હોય તો નિશાળમાં જનાર એકાદ છોકરીને પુછો કે ફલાણા ફલાણાના કેટલા કટકા થાય એટલે તે કહેશે 'બાઇએ અગર માસ્તરે અમને દોરો ભરી આપ્યો અને અમે બખીયો માર્યો' માટે તે જરૂર આવડવું જોઇએ.

હાલની નિશાળો એટલે બજારપટી માહેલી એકાદી દુકાન કે હવેલી હોયછે. તેને મોકળી જગ્યા બિલકૂલ રહેતી નથી, માટે તેઓને ઘડીક મોકળું રમવા જગ્યા રહેતી નથી. એક જગ્યાએ બેસી રહેવાથી તેઓને પાંજરાપોળના જનાવરની પેઠે બાંધી મુકયા તેમ થાય છે. તેથી તેઓ નિશાળમાં જવા ખુશ રહેતી નથી ને જો જાયજ તો તેઓ કલાસમાં બેસીને એક બીજાની કુચાળી કરીને તે શિક્ષકને કંટાળો આપેછે. તેથી ધીમો શિક્ષક હોય તો તેને તાપદાયક થાય છે ને કડક હોય તો બીકથી મુંગા બેસે છે. પણ બન્નેનું પરિણામ ખરાબજ. તેઓને શિસ્ત રહેતી નથી, અને બીજાનું પરિણામ તેઓ મનમાં મુંઝાય છે અને શિક્ષકમાટે તેઓના મનમાં આદર અને પ્રેમ રહેતો નથી. બાળકો એ જાતે ચંચળ સ્વભાવના રહે છે. તેઓને સ્વતંત્રતાની વિશેષ ઇચ્છા રહેછે માટે તેઓની ઇચ્છાથી બીજી બાજુએ ગયા કે તેઓ મીજાજી થાય છે, તેઓની ઇચ્છા ભંગ થાયછે, એની પ્રચીતી આપણને આપણા વ્યવહારમાં રોજ આવેછે. નિશાળમાં જનાર છોકરાછોકરીઓથી, સ્વતંત્રતાથી પોતાના મિત્રમંડળમાં રમનારા છોકરાઓ વધારે સુદૃઢ અને વધારે ઉત્સાહી હોયછે. તેમજ નિશાળમાંથી આવનાર છોકરાને જો મા એકાદ કામ કહે તો "બા આ તે શું

હમણાજ નિશાળમાંથી આવ્યો ત્યાં તારો ત્રાસ છેજ કે" એમ કહેછે તેનો અર્થ શું? તેઓને નિશાળ એટલે ત્રાસ લાગે છે. એવી રીતે જે જગ્યા કંટાળાવાણી થાય તે જગ્યામાં રહેવાથી કેટલું સુખ ને જ્ઞાન મળશે? નિશાળ એવે ઠેકાણે જોઇએ કે તેની ચોફેર મોકળી જગ્યા હોય અને નાનો બાગ હોય, તેમજ અંદરની જગ્યા સંખ્યાના પ્રમાણમાં વિસ્તૃત અને ચોખ્ખી જોઇએ. તેમજ દરેક કન્યાશાળામાં કેવળ સ્ત્રીઓ માટેજ એક લાયબ્રરી જોઇએ; એટલે તેનો ઉપયોગ નિશાળને ને નિશાળ છોડી ગએલી તરૂણ યુવતીઓને થાય એટલે તેથી તેઓ નિશાળમાં આવે.

તેમજ લલિતકલાના ઉપયુક્ત સાધનો, પ્રખ્યાત સ્ત્રીપુરૂષના ફોટો, શાળા-ગૃહમાં જોઇએ, તે જોઈ તે બાળકીઓને સાહાજીકજ તેની હકીગત જાણ-વાની ઇચ્છા થાય. તેમજ થોડુંક રમતનું સાહિત્ય જરૂર જોઇએ, રમત એ છોકરાઓને હમેશાં પ્રિય રહેછે, અને તેથી નવા નવા ઉદ્યોગ કરવા તેઓને ઉત્સાહ આવેછે.

અત્યાર લગણ નિશાળ માંહેલું શિક્ષણ, શિક્ષક અને વ્યવસ્થા માટે થયું. હવે વ્યવહારીક શિક્ષણ કેવું જોઇએ તે જોઇએ. આપણા સમાજમાં પૂર્વાપાર ચાલથી આવેલી કેટલીક રૂઢીઓને ધર્મનું સ્વરૂપ આવેલું છું. તેથી અમારાજ લોકો અમારી રીતભાતને નામ પાડેછે; પણ અમારો બંધુવર્ગ જ્ઞાનામૃતથી વધારે સુધરેલ છતાં અમારામાં હજીએ રૂઢીઓનું પ્રાબલ્ય છે તેમજ છે અને તેથી તેઓ અમને હમેશાં ગાંડા ને મૂર્ખ વગેરે વિશેષણો લગાડેછે. પણ એમ બોલનાર ભાઇઓએ કોઈ બખત ને રૂઢી સારી કે નરસી, એનું નિરક્ષણ કરેલું જણાતું નથી. કારણ એમ જો કરવામાં આવે તો તેઓ એમ કહેજ નહીં. અમારાં માહેલી કેટલીક રૂઢી ખરાબ છે ખરી, પણ તે ઉપરથી બધી ખરાબજ, એમ ઠેરવાય

નહીં. અમારા માહેલી કેટલીક રૂઢી અમારા પૂર્વજોએ ઘણી વિચારપૂર્વક પાડેલ છે, પણ તે આગળ ચલાવનારી પ્રજા મૂર્ખ નિકળવાથી તેનું ખરૂં મહત્વ ધ્યાનમાં ન આવતાં વડિલોએ કર્યું એટલે આપણે કરવું એમ તેઓની સ્થિતિ છે. તેને તે બિચારા વડિલોએ શું કરવું? મંદિરમાં કથા સાંભળવા જઈ બેસનાર સ્ત્રીઓને નામ પાડનાર સુધારક પ્રાર્થના-સમાજમાં જઇને શું કરેછે? એ ઉપરથી એક બીજાને ખરાબ કહીને ટંટો વધારવો એવો હેતુ છે એમ નહી. પણ મારા કહેવાનો હેતુ એટલોજ કે કોઇપણ બાબતને ખરાબ કહેવા પહેલાં તેનો બધી બાજુએ વિચાર થવો જરૂર છે; અને એવી રીતે જોતાં સીમંત, ઋતુપ્રાપ્તી વગેરે વખતે કેટલી બાબતો કરવાનો અમારામાં જે પ્રઘાત પડયો છે તે સારો છે, એ જેને તેને પોતાના મનસાથે વિચાર કરવાથી સેહેજ સમજાશે. તો પણ તે માહેલી એક બે વાત વિવેક જાળવીને કહેતા આવડશે તેટલી કહેવાનો હું પ્રયત્ન કરીશ.

ઘરોઘર થનારા સીમંતના સમારંભ, બગીચામાં ફરાળ વગેરે એ વખતે સ્ત્રીઓને એકત્ર થવા મળેછે. વનભોજનનો લાભ થાયછે. તેમજ તે વખતે ગીત વગેરે ગાવાનો પ્રઘાત છે, તેથી તરૂણ બાલીકાઓને ગીતની લહેજત લાગેછે, ને આપસમાં ચઢાઓઢ શરૂ થાયછે, અને બીજાએ કેટલાક ફાયદા થાયછે.

વડસાવિત્રી, કેવડાત્રીજ વગેરે વ્રતોથી તે સાધ્વી સ્ત્રીઓના આપણા મન ઉપર સંસ્કાર થાયછે. રોજ નહીં પણ બાર મહિનામાં એક વખત નિય-મિત રીતે અમે તે સાધ્વીઓનું ચરિત્ર સાંભળવા ભક્તિપૂર્વક ઉત્કંઠાથી એકત્ર બેસીએ છીએ. હવે એને કેટલાક સુધારક એવો પ્રશ્ન કરેછે કે તેને ઉપવાસ શું કરવા જોઇએ ? કોઇપણ દષ્ટીએ જોતાં એમાં બિલકુલ

નુકસાન નથી. ખાવાની બાજુએ જોઇએ તો રોજ રોજ એકજ જાતની જ-વાની ખાવાથી કંટાળો આવેછે, તેમાં એથી બદલ થાશે. બીજી બાજુએ જોતાં એમ છે કે સાધારણ માણસનો સ્વભાવજ એવો છે કે રોજની સ્થિતિમા કાંઇક ફેરફાર કર્યા વગર આજ કંઈ વધારે મહત્વનો દિવસ છે, એ વાત ધ્યાનમાં રહેતી નથી; માટે તેના સ્મરણ માટે કંઈ વિશેષ એંધાણી રાખવાની સર્વ ધર્મમાં ને સર્વ ઠેકાણે વહિવાટ છે. આ જો ખરાબ એમ માનિએ તો ઈશ્વર સર્વત્ર છે, એ બધાને ખબર છતાં તે માટે પ્રાર્થનાસમાજ, ચર્ચ, મશિદ અને દેવળો વગેરે સ્થળો શું કરવા જોઇએ? તેમજ મોટ-મોટા પુરૂષોના ઉત્સવ ને જયંતીઓ, જુબિલીઓ શું કરવા જોઇએ? જો એ જોઇએ તો જે વાતથી એવો બોધ થાયછે કે, આ સાવિત્રી કેવડી મોટી, પણ એને પતિ શિવાય બીજું દૈવત લાગ્યું નહીં, ને આ પાર્વતીએ પોતાના મન પ્રમાણે પતિ મળવા માટે કેટલું સાહસ કર્યું? આ રામે પોતાના પિતાનું વચન પાળવા માટે બાર વર્ષ વનવાસ સહન કર્યો? કેવી પિતૃ-ભક્તિ? એવી ત-હેનો બોધ આપનાર કથા શું ખરાબ?

એ ઊપરથી જોતાં અમારા પૂર્વજોએ કરેલી ઘણી ચાલોમાં કાંઇક ગુઢ છે અને તે બારીકાઇથી જોતાં તરતજ દેખાયછે. આપણા ધર્મમાં અમને દરેક મહિને કાંઇક તહેવાર કાંઇક વ્રત છેજ અને મજાહ એવી છે કે દરેક દેવને નિવેદને માટે કાંઇક નોખીજ જણસ લાગેછે. એ માટે સુદામાના પૌંઆ નામના શ્રીયુત કોલટકરના લેખમાં તેઓએ અમારી ખુબ ઠઠ્ઠા કરી છે; તેમજ અમારામાં પણ એક મજેહની વાર્તા છે કે એક માણસ એક વખત કાંઈ સંકટ પડયું તેથી તે તેત્રીસ કોટી દેવતાઓને નોખનોખાં નામથી સાદ પાડવા લાગ્યો અને તે દેવતાઓ પણ આ જાશે તે જાશે કરીને બેસી રહ્યા; છેવટ કોઇએજ તેનું સંકટ નિવાર્યું નહીં. પણ આ તેહવારથી શું થાય છે કે દરેક મહિને કાંઇક નવી જણસ ખાવા મળેછે. પણ તેજ આ બધા

દેવધર્મ છોડીને અમે અમથા કરીને ખાશું એમ કહીએ તો તે કેટલાકને ઘેર થાયછે, તેનો બધાએ પોતાના મન સાથે વિચાર કરવો. હવે આ બધા ઉપરથી જોતાં છોકરીઓને રસોઈ, ચાલચલણ, પ્રસિદ્ધ સાધ્વી સ્ત્રીઓની માહેતી, બધા દેશોએ જેને ઉત્કૃષ્ટ ઠેરવ્યું છે એવા રામાયણ, મહાભારત વગેરે ગ્રંથોની માહેતી વ્યવહારીક શિક્ષણથી મળેછે; પણ ઘણી દુઃખની વાત એ છે કે જેમ જેમ અમને અમારા રિવાજ ગાંડા અને જંગલી લાગવા લાગ્યા. તેમ તેમ અમારામાંથી અમારૂં નીતિશિક્ષણ ઓછું થતું ગયું. હાલ કયાંએ કોઇને ઘેર આ સંસ્કૃત ચોપડીઓનું નામ પણ સંભળાતું નથી અને તેથી પુરાણિક વર્ગ પણ આળસુ અને અવિદ્વાન થતો ગયો. કારણ તેઓની પક્કી ખાત્રી છે કે ખરો સુશિક્ષિત વર્ગ કાંઈ અમારી કથા સાંભળતા નથી, અને જેને સાંભળવું છે તેને કાંઈ સમજાતું નથી, ત્યારે એવી રીતે અમે જ્યારે સુધારવાનો યત્ન કરીએ છીએ તો બીજી બાજુએ પડવા લાગીએ છીએ અને આ બધાનો દોષ અમારા સુધારકો ઉપર છે. જો બારીકાઇથી જોઇએ તો એમ જણાયછે કે વ્યવહારીક શિક્ષણની બરોબરી બીજા કશાથી થતિ નથી. હાલ અમારી સમજણ છે કે છોકરીઓને શિક્ષણ બાર વર્ષ લગણ મળે છે, તે બસ છે; પણ તે ભૂલ છે. ખરૂં શિક્ષણ મેળવવાની ઉમર વીસ વર્ષ લગણ છે. ને બાર વર્ષથી વીસ વર્ષ લગણ શિક્ષણ ખીલે છે. નહીં તો બાર વર્ષની ઉમ્મરમાં મળેલું શિક્ષણ કેટલીક તીવ્ર બુદ્ધિની છોકરીઓ શિવાય બીજીઓના ધ્યાનમાં પણ તે રહેનું નથી માટે આવી જાતનું, શિક્ષણ મેળવવા સારૂં કેળવાએલી કુલીન સ્ત્રીઓના ઘેર ખાનગી કલાસ નિકળવા જોઇએ અને અડવાડીયામાં બે કલાક પણ એવી રીતે ખર્ચ કરવા સારૂ સુશિક્ષિત ભાઇઓએ પરવાનગીને ઉત્તેજન આપવું જોઇએ. હવે બીજી એકજ બાજુએ આ બાબતનો વિચાર કરીને આ ઘણો લંબાએલો વિષય પૂરો કરૂં છું.

હાલની શિક્ષણપદ્ધતિ બગડવાને બીજું એક કારણ છે તેમાં થોડોક પણ ફેરફાર કર્યા વગર યોગ્ય શિક્ષણ મળશે નહીં. હાલની રાજપદ્ધતિ ઇષ્ટ અગર અનિષ્ટ એ માટેનો વિચાર કરવાની મારી ઇચ્છા ને શક્તિ નથી, પણ એટલું ખરૂં કે, હાલ અધિકારીવર્ગના થતા ફેરબદલથી તેમનો સાચો પ્રેમ આ સંસ્થાઉપર લાગતો નથી અને તેથી આ સંસ્થાની થવી જોઇએ તેવી ઉન્નતિ થતી નથી. માટે આ સંસ્થા માહેલો શિક્ષકવર્ગ અને જેના હાથમાં સત્તા છે એવોને કાંઈ વધારે મુદત ઉપર સ્થાઇકિપણું જોઇએ અને શિક્ષકોને ઉત્તમ કામ માટે પગારની ચઢતીશિવાય જુની પદ્ધતિ પ્રમાણે બીજી કાંઈ બક્ષીસ આપવી જોઇએ. હાલની પદ્ધતથી શું થાય છે કે મ્યુનિસિપાલટીના બધા મેંબરની ઊપર એ કામો હોવાથી તે કોઇનાજ હાથે સારી રીતે પાર પડતા નથી; અને તાલુકાધિકારી-ને જીલ્લાધિકારી એમના ઉપરાઉપરી થનાર ફેરફારથી તેઓ પણ સાચા અંતઃકરણથી આ બાબતને બહુ મહત્વ આપતા નથી. હવે આટલીવાર શિક્ષણ અને શિક્ષક માટે થયું; પણ હવે વર્ગ (કલાસ) કેમ પાડવા એ માટે જોઇએ.

સાધારણ રીતે જોતાં હાલની સ્થિતીમાં આપણને કેળવણીને યોગ્ય થએલ સ્રિઓના ચાર વર્ગ પાડતાં આવડશે. પહેલો શ્રીમાન, સંસ્થાનીક, જાગિરદાર, ઈનામદાર અને રાજારજવાડા. આ લોકોની કન્યાઓને સ્વતંત્ર નિશાળોની જરૂર નથી. તેઓને શિક્ષણ આપવા સારૂ સારા શિક્ષકો જોઇને નિમવાની તેઓને શક્તિ હોય છે. હવે બીજો વર્ગ સુખવસ્તુ (મધ્યમ સ્થિતીના) લોકોને એ લોકોનો માટે યોગ્ય શિક્ષણક્રમ. ઊપર આપ્યોજ છે. હવે ત્રીજો ગરીબ છોકરીઓનો; આ છોકરીઓ માટે ઊપરના શિક્ષણ માહેલું થોડું ઓછું કરીને તેને બદલે તેઓને પોતાના ઘરમાં બેસીને પોતાનું ભરણપોષણ માટે ઉપયોગી પડે એવો કારીગિરીનો ભાગ વધારવો.

થોડા વર્ષઉપર આજ ભરતખંડ કલા હુન્નરમાં બધા દેશો કરતાં શ્રેષ્ઠ હતુ અને તેજ દેશને આજ બીજાના મોઢા સામે જોવાનો વખત આવ્યો છે? હવે ચોથો એટલે છેલ્લો બાળવિધવાનો વર્ગ. એમની ભરતી હાલ સમાજમાં ઘણી છે અને તેઓનો જન્મ દિવસે દિવસે આળસની ટેવ વધીને ફોકટ જાય છે. માટે જયાં લગણ આપણા દેશમાં બાળવિધવાની સંખ્યા મોટી છે ત્યાં લગણ (પુનર્વિવાહની ચાલ સારી હો અગર નહો એ પ્રશ્ન જોકે બાજુએ મુકયો અને સુધારકોની દ્રષ્ટીએ વિચાર કર્યો તો પણ અમારા સમાજમાંથી બાળવિધવા તદન બંધ થવાને હજી કેટલોક વખત લાગશે. અને તોએ તેઓનું નામનિશાન રહેશે નહીં એ વિશે શંકા છે) જ માટે તેઓના શિક્ષણની તજવીજ કરવી જરૂર છે. અને જયાં લગણ તેઓની માતાઓ અશિક્ષિત છે ત્યાં લગણ ભાઇઓએ તેઓના શિક્ષણની વ્યવસ્થા કરવી જોઇએ; કારણ હાલના માના દેખતાં તેમના શિક્ષણની વાત કાઢી કે તેઓની તરફથી તેઓને ઉત્તેજન મળવાને બદલે તેઓ કહે છે કે તેને ભણીને શું કરવું છે? ના છોકરૂં ના છૈયું, સંસાર પણ કરવો નથી, એ કોળીયા કયાંએ મળશે! એમ જવાબ આવે છે, પણ તેઓને એવી કલ્પના રહેતી નથી કે માનવીજન્મ કેટલા કામનો છે! તેઓની સમજણ પ્રમાણે લઇએ તો પણ આપણે પૂર્વજન્મે શું કામ કર્યાં હશે તેનું પ્રાયશ્ચિત આ જન્મમાં ભોગવીએ છીએ; ત્યારે ફરી એવું ભોગવવું ન પડે માટે (ધાર્મિક સમજણથી કાં હોય) તેવું શિક્ષણ જોઇએ. પણ એવી સમજણ આવવાનું તેઓને જ્ઞાન રહેતું નથી, અને ખુદ તેને સંસારીક જંજાળનો અનુભવ નહી હોવાથી, અને પોતાનું બધું સુખ બંધ થએલું હોવાથી, બીજાઓનું સુખ જોવાતું નથી અને પ્રેમળતા રહેવી શકય નથી. આવી છોકરીઓનો ઘણો ખરો વખત શિક્ષણના અભાવે આળસમાં જાય છે; તેઓના શિક્ષણની પહેલાં વ્યવસ્થા થવી જોઇએ, એટલે તેઓમાં પ્રેમ, દયાળુપણું વગેરે સ્ત્રીઓના

સ્વભાવિક ગુણોનો વિકાસ થઈ, સમાજને ઘણો ફાયદો થશે; તો પણ એ વિષય ઉપર સવિસ્તર લખવા બેસીએ તો એક લેખજ થાશે માટે આટલા ઉપરજ પુરૂં કરૂં છું.

---

## ૮ છોકરીઓએ સાસરે કેમ વરતવું.

છોકરીઓએ સાસરે કેમ વરતવું એ કહેવામાં ને વરતવામાં હમેશાં ઘણો અંતર રહે છે. જેમ પાકશાસ્ત્ર મહોડે કર્યું હોય તો પણ પાકસિદ્ધિ કરવામાં તેનો જોઇએ તેટલો ઉપયોગ થતો નથી કેમ કે પાકશાસ્ત્ર તો ખુરશીપર બેસીને વાંચતાં આવડે છે પણ પાક તૈયાર કરવાને તો ચુલા આગળ જવું પડે છે. ચુલાને દેવતા કેમ લગડાવો, ચુલો કેમ સળગાવવો, કેમ બેસીએ તો ચુલાનો તાપ આપણને થાય નહીં, આ બધી ઝીણી મોટી વાતો કંઈ પાકશાસ્ત્રમાં લખેલી રહેતી નથી; અને તે કહેવાથી તેની ખરી કલ્પના પણ થાતી નથી; તે આવડવાને માટે થોડો ઘણો પણ રસોડાનો ને આપણો પરિચય જોઇએ; ને તેમાં કામ કરનારનેજ પાકશાસ્ત્રનો સારો ઉપયોગ થાય છે. તેમજ જેને સાસરૂં એટલે શું એ સમજાય છે, એનું થોડું ઘણું જ્ઞાન છે, એવી છોકરીઓનેજ નિબંધોનો—કે પુસ્તકનો થોડો ઘણો ઉપયોગ થાય છે.

### સાસરે જતી વખતે આપવાનું ભાતું.

સાસરે ગયા પછી આપણે કેમ રહેવું, જોઇએ એ માટેની કલ્પના

ન્હાની અજ્ઞ બાલિકાઓને બિલકુલ રહેતી નથી; પણ જે થોડી ઘણી પ્રૌઢ છે અને તેમાં વળી જેનો વિદ્યા સાથે પરિચય થયો છે, તેને તે બરાબર આવે છે કારણ કે તેઓ જો એકાદ જુના કુટુંબમાં પડી હોય તો ત્યાં તેઓનું તે ભણતર વારે ઘડીએ નિકળવાનો સંભવ છે. જો સાસુ વગેરે માણસો જરાક ગરીબ સ્વભાવના હોય તો ઠીક, કારણ કે તે તેને 'ટેવ નથી આપણે શિખાડશું એટલે આવડશે' એમ કહે છે. પણ તેજ જો જરાક ક્રોધી સ્વભાવના હોય તો પછી બોલવાની વાતજ નહીં. કારણ કે તેઓને જુનાનું મોટું અભિમાન રહેછે, એટલે વહુની ચાલરીતમાં કયાંક નવીનતા જણાઈ કે તેઓને રીસ આવે છે. "આળશી, કામ કરવું ન ગમે, ખુરસીપર બેસીને ચોપડીઓ વાંચવા કહો! પછી કામ કોણ મા આવીને કરશે કે કાકા?" હવે એવો વખત આવવાનો છે કે બાયડીઓએ ચોપડીઓ વાંચવી ને ભાઈડાઓએ રોટલા ઘડવા! આ કળજુગનો મહિમા છે! જેટલું જેટલું થાશે તેટલું ઓછું? અમને લખતાં વાંચતાં નોતું આવડતું પણ અમારૂં કયાંઈ અડચું નહીં; એવા એક કે બે હજાર વેણ સાંખવા પડે છે આવા શબ્દો વગર ભણેલાને સાંભળવા પડતા નથી એમ નહીં, પણ ભણેલાઓ ઉપર એનો વધારે રોખ હોય છે. હવે એમાં બધો દોષ સાસુનો છે એમ નહીં, કેમકે બાલપણમાં છોકરીઓને કેળવણી દેવાનું કામ માનાં હાથમાં હોય છે. તેઓ જો તેઓને નમ્રતા ને ઘરમાહેલી રીતરીવાજ શિખવશે તો તે તેઓને આવડશે. પણ ઘણું કરીને એમ જણાય છે કે કેળવણીથી કેળવાએલાની ઉપર ઉપર દેખાડનારી એંધાણીઓજ એમનામાં વધારે જોવામાં આવે છે. એટલુંજ નહીં પણ કેટલીક છોકરીઓ તો એવી હોય છે કે તેઓએ ચુલાનું મોઢું પણ જોએલું હોતું નથી? માટે છોકરીઓને સાસરે મોકલવા પહેલા તેઓને ઉમરના પ્રમાણમાં યોગ્ય એવું બધું શિક્ષણરૂપી ભાતું, માએ સાથે બાંધી આપવું.

## સાસરૂં એજ ઘર.

દરેક છોકરીએ જાણવું જોઇએ કે સાસરૂં એજ આપણું ઘર છે; અને એમ જાણીને જ્યારે તેઓ ચાલશે ત્યારે તેઓ ઉપર સાસરીઆની મમતા જડશે; પણ તદન નાની છોકરીઓને તે કયાંથી સમજાય ! પણ પ્રૌઢ છોકરીઓએ હમેશાં એ ધ્યાનમાં રાખવું કે સાસરૂં એજ આપણું ઘર છે. અને આ ઘરની મુખ્ય માલક જે સાસુ તેજ આપણી સાચી મા છે એ માટે એક કવીએ કહ્યું છે.

केलें रक्षण लाडकें अजवरी मी जन्म तूंतें दिला ।
जन्माची सगळ्या धनीण परि ती सासूच आहे तुला ॥
देणें जें सुखदुःख तें तिजकडे आहे पहा ह्यावरी ।
आई तीच खरी असें समजुनी दुःखास ह्या आंवरी ॥

માટે તે પ્રમાણે સમજીને ચાલવું જોઇએ આપણે જો આપણા સાસરીયાં ઉપર મમતા કરશું તો તેઓ ઉલટા આપણી ઉપર મમતા કરશેજ. એક કવીએ કહ્યું છે.

પ્રેમે પોતિકા આપે કર્યાકે સેજે પોતિકા થાશે રે ।

તેમજ

'આપણે નમીયે હાથ કે બીજો નમે વેત'

જે ઘર આપણને મળ્યું છે તેના ઉપર મમતા રાખવી એ આપણી ફરજ છે. તેના ગુણદોષ જોવા એ આપણું કામ નથી. એ માટે સાવિત્રીએ જે દ્દઢ નિશ્ચય દેખાડયો છે તે દરેક છોરીએ દેખાડવાનો પ્રયત્ન કરવો: જો કે નારદ ઋષિએ તેને કહ્યું કે તેં પસંદ કરેલ સત્યવાન એકવર્ષમાં મૃત્યુ પામશે તો પણ 'જેણે વર્યો તેનેજ વર્યો હવે બીજાને આ

કાયા સ્પર્શ કરશે નહીં ' એવો જેનો નિશ્ચય અને આપણને જો કે પતિસુખ ઘણું મળશે નહીં તો પણ આપણી કૃતિથી પતિવ્રતા સ્ત્રીનું કર્તવ્ય આખી દુનિયાને દેખાશે અને ' स्तवितील कुलीन कन्यका यातें ' બધી કુલીન કન્યાઓ આપણા ગીત ગાશે એટલા માટેજ જે આ દુનિઆના બધા સુખ ઉપર પાણી છોડવા તૈયાર થઈ તે સાવિત્રીની બરોબરી કોણ કરી શકેશે ? હવે આ દાખલો અધરો છે ખરો તો પણ હમેશાં તે નજર આગળ રાખશું અને તે થોડો ઘણો આવડે એમ નિશ્ચય કરશું તો પછી તેમ ચાલવું એ આપણા હાથનું છે.

## मीत भाषण.

સાસરે ગયા પછી દરેક છોકરીએ એ ધ્યાનમાં રાખવું કે બોલકી કહેવરાવા કરિતાં ઓછું બોલનારી કહે તે સારૂં; એનો અર્થ મીંઢી એવો નહી; બધાની સાથે મોકળા મનથી અને આનંદથી વરતવું પણ અમથું કાંઈ ને કાંઈ બડબડવા કરિતાં મુગા બેસવું સારૂં; કહેવત છે કે ' माझी बाई जिभुली न राहेती उगुली ' એટલે માણસ એક વખત બોલવા લાગ્યું કે તેને વખતનું ભાન રહેતું નથી, અને મોંમાંથી જોઇએ તે નિકળેછે અને પછી તે શબ્દ સાસરાના માણસોને રીસ ચઢવાને કારણ થાય છે માટે દીયર, જેઠાણી, દેરાણી, કે નણંદો સાથે બોલવામાં સાવચેતી રાખવી; બધાની સાથે વિનોદ કરતી વખતે કે ઠઠ્ઠામશ્કરી વખતે મર્યાદાથી રહેવું; નહી તો વખતે ઠઠ્ઠાને બટ્ટો લાગશે.

## કામમાં ચિત્ત અને ટાપટીપ.

સાધારણ મધ્યમ ઉમરની છોકરીઓમાં ગણનારી વહુવારૂઓને કામ શું કાંઈ મોટા મહત્વના રહેતા નથી. પણ જે હોય તે સારી રીતે ચિત્ત રાખીને કરવા. દહાડાના કામ એટલે શું, કયાં પુજાનું કરવું, કયાં

દાળ ચોખા વીણવા, કયાં જમવાની તયારી કરવી, પણ તે સારી રીતે ને ચોકસપણાથી કરીએ એટલે થયું; તેથી બીજાને સંતોષ થાય છે; નહીતો એક પુજાનું કરીએ તેમાં દસ જણસ ભુલવી; ચંદન છે તો ચોખા ન મળે, વાટ છે તો ઘી ન મળે, એમ કરવાથી કાંઈ આપણું કામ ઓછું થતું નથી. ઉલટું દશ વખતે તે જણસ આપવા રોકાવાથી આપણું હાથ માહેલું કામ અધુરૂં રહેછે, અને વળી બધા વઢે તે નોખુંજ; માટે કામ કરતી વખતે સાવચેતીથી કામ કરવું ને તે કર્યા પછી ફરી એક વખત તેમાં કંઈ રહ્યું કે શું, તે જોવું. જેમ કે નાવ્હા જમવાની તૈયારી કરવા કહી, તો પછી પાટલો પાણીનો કળશીઓ, પંચપાત્ર, ચંદન, આરસી વગેરે જે જે સાહિત્ય લાગતું હોય તે તૈયાર રાખવું; કે તે કામ કોણે કર્યું, એમ પુછવાની જરૂર ન પડે; દરેક કામ એવી વ્યવસ્થાથી કરવું કે તે બે કાન વગર ત્રીજાને ન સમજાય ઘણી છોકરીઓની એમ સમજણ હોય છે કે બીજાને આગળ આગળ કરવાથી આપણુને લોક સારૂં કહેશે; પણ એ સમજણ ખોટી છે એમ કરવાથી ઉલટા લોક નામ રાખે છે.

## સાસરીયાની સ્થિતીમાં સંતોષ.

આપણા સાસરીઆની જે રીત હોય કે જે સુખ દુઃખ હોય તેમાં હમેશાં સંતોષ રાખવો. એ માટે સીતા—સાવિત્રીના ઉત્કૃષ્ટ ચરિત્રો આપણી સામે છે. સીતા એ જનક જેવા ઐશ્વર્યસંપન્ન રાજાની દિકરી ને પ્રતાપશાલી દશરથ રાજાની વહુ, એમ છતાં પોતાની ઉમરના સોળમે વર્ષે એ બધા ઉપર પાણી છોડી પોતાનો પતિ જે રામ તેની સાથે વનવાસમાં ગઈ; તેને ત્યાં એટલું દુઃખ થયું તોપણ પાછી આવ્યા પછી પોતાની દેરાણીઓને ત્યાંની હકીકત કહેતી વખતે તેને કેવું મોટું મન રાખ્યું છે તે જુઓઃ—

મહારાષ્ટ્ર કવી મોરોપંત કહે છે.

सीता ह्मणे ऐका वनवास कथा ।
परि मनीं व्यथा न धरावी ॥
लक्ष्मण मागोजी मार्गे, पुढें स्वामी ।
मज आहे धामीं ऐसें वाटे ॥
न बाधेची मज उष्ण क्षुधा तृषा ।
तुह्मापाशीं मृषा न बोलावें ॥

અર્થ—સીતા કહેછે મારી વનવાસની કથા સાંભળો પણ મનમાં જરાએ કચવાશો નહીં; લક્ષ્મણજી પાછળ, સ્વામીનાથ આગળ એમ જતાં મને હું ઘરમાં છું એમ લાગતું; મને તડકો, ભૂખ કે તરસ એનો બિલકૂલ તાપ થયો નહીં; તો તમારી આગળ ખોટું શું કરવા બોલું.

એવી ઉદાર સીતાબાઈ તેમજ સાવિત્રી એ પણ કેટલા મોટા રાજાની દિકરી તોપણ સાસરે એટલે વનમાં આવ્યા પછી સાસરે આવી ગરીબી છતાં આપણે મોટપમાં રહેવું સારૂં નહીં, એમ જાણીને પોતાના પિતાએ આપેલ જણુસની કેવી વ્યવસ્થા કરી તેપણ મોરોપંતે સારી રીતે દેખાડયું છે.

वाटी बहु स्वल्प वस्त्र नग ठेवी ।
वल्कलें ती देवी सुखें नेसे ॥

અર્થ—બધું વહેંચી દિધું ને થોડાંક વસ્ત્ર ને દાગીના રાખ્યા ને તે આનંદથી વલકલ પેહરવા લાગી.

અને તેમ કરવામાં તેને જરાએ ખોટું ન લાગતાં ઉલટુ

मानियला शाक-फळ-मूळं-कंद ।
रसाहुनि मंद सुधा-रस ॥

અર્થ—શાક ને કંદ, ફળ, મૂળ તેણે પકવાનથી વધારે માન્યા.

સાસરાના માણુસ ગરિબીમાં છતાં તેઓને માટે તેણે કોઈ દિવસ તેઓનો તિરસ્કાર કર્યો નહીં પણ ઉલટું

**श्वशुरांची आज्ञा तशी वेदाची ।**
**तीळही भेदाचो बुद्धि नाहीं ॥**

અર્થ—વેદની અજ્ઞાને ઠેકાણે તેને સસરાની આજ્ઞા માની તેમાં તલ જેટલો પણ ફેર માન્યો નહીં.

એવી રીતે ચાલી. તે સાવિત્રીની મોટપની બરોબરી કોણ કરી શકશે! ને તેનું વર્ણન કોનાથી થશે! એના જેવું થવા માટે દરેકે પ્રયત્ન કરવો.

## નણંદ—દીયર.

પોતાના નાના દીયર નણંદોની સંભાળ આપણે કરવાની છે એમ સમજીને તેઓનું ખાવું, પિવું, કપડું લતું વખતસર કરવું એટલે થયું. નાના છોકરા શું ત્યારેજ ખુશ થાયછે ને આપણી ઉપર માયા કરવાં લાગેછે. ઘણી વહુવારૂઓની હમેશાં તકરાર હોય છે કે મારી નણંદ સારી નથી. પણ એમાં તેઓનીજ ભૂલ હોય છે. નણંદ શું દિકરી માણુસ તેમને શું તે ચાર દહાડા આપણે ત્યાં આવે ત્યારે તેની મરજી મુજબ વર્ત્યા એટલે થયું. તે માંથું હોળવા બેશે, ત્યારે મોં ધોવા પાણી, નાહવાનું પાણી કાઢી આપવું, લુગડું કાઢી આપવું, જમવા બેસે એટલે એકાદ સારો પાટલો, જરા મોટી થાળી, જંમી ઉઠયા કે પાન સોપારી વગેરે રીવાજ પ્રમાણે આપ્યું કે થયું. એટલું એ કરીને જો તે ખુશ ન જ થયા તો આપણે આપણી ફરજ

અજાવી એમ માની સંતોષ રાખવો. પણ કેટલું કરીએ તો પણ વાંકુજ, એમ બોલી કર્તવ્ય છોડવું નહીં.

## દુઃખ શિવાય સુખની કીમત સમજાતી નથી.

ઘણી સ્ત્રીઓને આટલા તેટલા કારણથી પોતાના જેવું દુઃખી કોઈ નહીં એમ લાગે છે; પણ એ મોટી ભૂલ છે. માણસઉપર જે સંકટો આવે છે તે તેની ધીરજની પરીક્ષા માટે આવે છે. દુઃખ આવ્યા શિવાય સુખની સાચી કીમત સમજાતી નથી. જેમ માણસ હમેશાં પોતાના પ્રિયમાણસની સન્નિધ હોવાથી તેને તેઓના પ્રેમની કિંમત સમજાતી નથી પણ તેજ દૂર જવાથી સમજાયછે તેમજ સુખ માટે છે.

પ્રેમ વિષે કહ્યું છે કે,

" વિયોગે પામે નાશ ભુલાતી પ્રીતિઃ એમ સઉ કહે છે.
તે ખોટું ! ખોટું ! ઓ વ્હાલી ? અનુભવ થકી પ્રમાણી લેજે !
દિન દિન રસ જે વપરાય જુનો થઈ જતો ખુટી તે જાતો;
પણ ભોગવી સંચિત થતી પ્રીતિ તો નવો રાશી બની જાતો."

તેમજ સુખ માટે ક્યાંએ એમ કહ્યું છે કે,

**मनुज करि सुखाच्या व्यर्थ अठ्हेर**
**पुढिल जननि त्यातें शोक होई अपार।**
**विफल गणुनि जन्मा वेंचिल्या शक्ति ज्यानें**
**दवडुनि सुखदुःखा जोडिलें सत्य त्यानें ॥**

કોઈ પણ દુઃખ કે સંકટ જરાક પણ આવ્યું હોય તો પણ માણસને તેમાં વળી સ્ત્રીઓને એમ લાગે છે કે હવે આ દુનિઆમાં સુખ કાંઈ છેજ

નહીં. રીસના જોરમાં માણસને એમ લાગે છે ખરૂં. પણ વિચાર કરીને આપણે જો આપણાં ગએલા દહાડા પાછા ફરીને જોશુ તો એમ જણાઈ આવશે કે આપણા ગએલ આયુષમાં આપણને સુખની સંધી આવી હતી ખરી પણ તે આપણે ફોકટ નાંખી. એક દહાડો આપણા હાતથી જરાક ભૂલ થઈ, તેથી કોઈ જરાક વડયું તો તેનો સિધો અર્થ ન કરતાં આપણે રીસાયા અને જમ્યા નહી તેથી શું થયું? અપવાસથી પિત્ત થયું ને પિત્તને લીધે માથું દુઃખવા લાગ્યું અને આખો દહાડો સુઈ રહ્યા. જુઓ એમાં આપણા સુખનો કેટલો નાશ થયો. માથું દુઃખ્યું અપવાસ પડયો? પણ તેજ જો સંતાપ ન કરી લીધો હોત, ને પછી નમ્રતાથી રહીને બે ત્રણ કામ સારી રીતે કર્યાં હોત કે તે માણસની રીસ જાત અને આપણને સુખ થાત એવું દરેક બાબતમાં છે. આપણા ઉપર જે કેટલાંક સંકટો આવેછે તેનું વધારે કારણ આપણેજ હોઇએ છીએ. સુખની કલ્પના ફોકટ છે. માણસને જેટલું સુખ મળેછે તેથી વધારેની ઇચ્છા થાય છે. કહે છે.

**नृपालाचे गेहीं सकल सुख भोगी नर जरी ।**
**वृथा जन्मा आलों, मज न सुख ऐसा रव करी ॥**
**परी रंका वाटे उटज हरि दुःखासि तुरवी ।**
**समाधानें ऐसें स्वकिय मन संसारिं रमवी ॥**

માટે દરેક સ્રીએ હમેશાં જે હોય તેમાં સંતોષથી રહેવાની ટેવ રાખવી એટલે પછી આગળ છોકરાઓને પણ તેવીજ ટેવ રહે છે. એક વખત એવી ટેવ લાગી એટલે પછી તે માણસથી બીજાને પૂર્ણ સુખ મળે છે અને તે જોઇને આપણને જે સુખ થાય છે તે શું થોડું છે!

## આત્મસંયમન.

દસ માણસના ઘરમાં રહેનાર છોકરીઓએ આત્મસંયમન એ ગુણ પહેલાં શિખવો જોઇએ. કેટલાકોને એવી ટેવ રહે છે કે કોઇએ જરાક કાંઈ કહ્યું કે અગર સહેજ કાન ઊપર આવ્યું કે તે જેના વિરૂદ્ધ હોય તેને જઇને કહેવું પણ એથી કોઈ સારૂં ન કહેતાં ચાડીયણ કહે છે. એ વાસ્તે સારી ખબરદારી રાખવી. એટલું અનાજ ને પાણી જો આપણા પેટમાં રહેછે તો એટલી વાત કેમ ન રહે! પણ માણસના સ્વભાવમાં એક મહા દુર્ગૂણ લાગેલો છે. પોતાના ઘરની એટલે સાસુજી વગેરે જે કંઈ બોલ્યા હોય તે કે દેરાણી જેઠાણીમાં થએલ બોલાચાલી બીજાને કહેવાની ટેવ નહાની છોકરીઓને ઘણી હોય છે. પણ એ મોટી ભૂલ છે એથી આપણા ઘરની કીમત ઓછી થાય છે. એટલે સેહેજેજ આપણી પણ થાય છે એથી ઉલટી ટેવ હમેશાં રાખવી. કે લોકો એમ કહેકે જુઓ ફલાણાના ઘરમાં કેવો સંપ છે; વહુવારૂઓ કેવી સાસૂના કહેણમાં છે દેરાણી જેઠાણીઓમાં કેવો સંપ છે, એજ આપણને ભૂષણ છે.

કેટલાકોને એવી ટેવ હોય છે કે વહુવારૂઓને તેઓની સાસૂઓએ કંઈ કહ્યું કે તાબડતોબ જઇને કહેવું પણ એવે વખતે વહુમાં ડહાપણ જોઇએ; તે એમ કે કોઈ મોટેરૂં બોલેલું સાંભળ્યું હોય તો કહેવું "છે મોટા તેથી બોલ્યા, તેમાં તેમની તેવી ગેરસમજ થઈ હશે!" અને જો કોઈ નહાનું બોલ્યું હોય તો "એમાં શું મન ઉપર લેવું મોટા ને નાના જો સરખાં થયા તો મોટાની મોટપ શેમાં! "એવા જવાબથી કહેવા આવનારનું મોં રહેતું નથી. તેમજ સાસરાની વાત પીયર કોઈ દહાડો કેવી નહી પણ પ્રસંગ આવે સ્તુતિજ કરવી.

## બીજી કેટલીક ધ્યાનમાં રાખવા જેવી વાતો.

નાનપણથી ઘણા દુઃખોને સંકટો વેઠીને માબાપ છોકરાઓને મોટા કરે છે, તે બધા દુઃખનો બદલો જે સુખ તે તેઓને આ ઊમરમાં આપવાનું હોય છે; પણ બહાર પુરૂષોને ઘણા કામો હોય છે તેથી તેઓને એ બાબત ઊપર ધ્યાન આપવા ફાવતું નથી. પણ વરનું કામ કરવું એ વહુની ફરજ છે; માટે તે સુખ આપણાથી તેઓને જેટલું અપાય તેટલું આપવા માટે સાવચેત રહેવું એટલુંજ, એમ છે તો જરાક વાતમાં તેઓનું મન શા માટે દુઃખવવું?

તેમજ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે નાનપણમાં યોગ્યઅયોગ્યનો વિચાર આપણને ઝાઝો રહેતો નથી. માટે સાસુજી જે કહે તે એકદમ સાચું લાગતું નથી ખરૂં. તોપણ અનુભવથી આપણને તે સમજાય છે પછી પાછલી યાદ થાય છે. માટે તેઓ જે કહે તે સાંભળી તે વિષે રીસ ન લાવતાં લાંબો વિચાર કરવો. કોઈ વખત તેમનું કરવું ગેર હોય છે કે તેઓની સમજણ દૃઢ થએલી હોય છે તે વખતે આપણ તેઓને સમજાવી ન શકીએ તે વખતે તે વાત તેટલેથીજ રાખવી અને જ્યારે તેઓની મરજી પ્રસન્ન દેખાય ત્યારે આપણી બાજુ હોય તે સારી સમજાવવી એટલે આપણ માટેનો તેમનો ગેરસમજ દૂર થશે.

સ્ત્રિઓને પતિ એજ મુખ્ય દૈવત હોય છે. માટે તેઓએ તે દૈવને પ્રસન્ન રાખવા માટે હમેશાં તત્પર રહેવું પછી તે કેવોએ હોય તેઓના ગુણદોષ આપણ જોવા નહીં. જો દોષ સુધરાય એવા હોય તો તે સુધારવા તજવીજ કરવી પણ તેઓનો કોઈ દહાડે કંટાળો કરવો નહીં. જેમ આપણ તેમના સુખના સોબતી છીએ તેમજ દુખના પણ છીએ એ

માટેની એક વાત સ્ત્રીશિક્ષણજ્ઞાનમાળામાં એક વખત આવી હતી અને તેજ વાર્તા ૧૯ મી નવેંબરના મનોરંજનના અંકમાં આવી હતી. માટે તે બધી કહેતી નથી પણ તેનો સારાંશ આપું છું.

ગણપતરાવ નામના કોઈ ધનાઢ્ય સાહુકારનો દિકરો હતો તેની સ્ત્રીનું નામ સરસ્વતીબાઈ એમ હતું તે સાહુકાર ગુજર્યાં પછી બધો પૈસો ગણપતરાવના હાથમાં આવ્યો ત્યારે તે તેણે સટ્ટામાં નાખ્યો તેમાં તેને ઘણી ખોટ ગઈ ગરીબી આવી ત્યારે આપણી બાયડીને તે સમજાશે તો તે આપણો તિરસ્કાર કરશે જાણીને તેણે તે વાત તેને કહી નહી પછી તેના એક મિત્રે સલાહ આપ્યાથી તે બીહતો બીહતો પોતાની સ્ત્રીને તે વાત કહેવા ગયો ત્યારે તેણે જરાએ દુઃખ ન દેખાડતાં હંસીને કહું કે એમાં પછી તેઓ એક ગામડામાં જઈને રહ્યા ત્યાં ચાકર નોકર નહોતા છતાં દૈવથી પ્રાપ્ત થએલ સ્થિતીનો તિરસ્કાર ન કરતાં તેણે તેને ઘણું સુખ દીધું. માટે એવું થવા માટે દરેક છોકરીએ મેહનત કરવી.

## ઘરેણાનો લોભ.

ઘણી છોકરીઓને ઘરેણાની ઘણી હોંસ હોય છે તેમાં વળી સરખી ઉમ્મરની છોકરીઓ મળી કે પહેલા ઘરેણાની વાત. એનું કારણ એક જાતીસ્વભાવ અને બીજું શિક્ષણ. કારણ આપણે હમેશ જોઇએ છીએ કે ચાર બાયડીઓ એક ઠેકાણે મળી કે પહેલાં ઘરેણાની વાત. નવીન લગ્ન થયેલ છોકરી કયાંએ ગઈ તો ઘરના માણસ કૂળ ગોત્ર વરની વિદ્યા વગેરે તપાસ કરવા પહેલાં ઘરેણાં શું શું આપ્યા એમ પુછેછે અને થોડા હોય તો મોં વાંકા કરેછે. માટે બાર મહિના બીજાનાં માંગીને આપવા પડેછે નહી તો કહેછે કે 'બડા ઘરના પોલા થાંભલા.' પૈસો સંગ્રહવો જોઇએ હવે શું એકો નિકળી છે તે ભરવી જોઇએ પછી શું. હાલ એવી સ્થિતિ છે કે

વગર કેળવાએલી તો રહીજ પણ કેળવાએલી ભણેલી સ્ત્રીઓ પણ ઘરેણાને માન આપેછે પણ એવી સ્ત્રીઓને ખરી કેળવાએલી કહેવાય નહી જેનું મન કેળવાએલું છે તેજ ખરૂં કેળવાએલું કહેવાય. માટે જે ખરા કેળવાએલા છે તેમની સામે જોઇને આપણે આપણા કામ કરવા એનો અર્થ ઘરેણા પહેરવા નહી એમ નહીં પરમેશ્વરે જેને શક્તિ આપી છે તેમણે તે ખુશીથી પહેરવા પણ શકિત હોવાથી કે ન હોવાથી જેમને તે મળવા નથી તેઓએ તે માટે નાખુશ રહેવું નહીં. કારણ તેથી આપણને પણ સુખ નથી ને બીજાને પણ નથી. હીરા, મોતી, સોનું એ બહારની શોભા વધારશે અને જ્યાં લગણ જુવાનીનો ભર છે ત્યા લગણ તે ખુલશે. જ્યારે વૃદ્ધાવસ્થા દેખાવા લાગી ને તેની છાયા શરીરપર જણાશે ત્યારે તેની કીમત હળવે હળવે ઓછી થાશે. માટે સૌંદર્ય ઉપર નજર રાખવી નહી. પણ પરમેશ્વરે એથી અમુલ્ય અને શ્રેષ્ઠ એવા સદ્ગુણરૂપી ઘરેણાના ડબાને ડબા બધા આગળ ભરીને આપ્યા છે તે વૃદ્ધાપણમાં કે તરૂણપણ જોઇએ ત્યારે શોભા આપેછે તો તે ઘરેણા થોડા ઘણા પ્રમાણ ઉપર દરેક પાસે છે માટે તે ઘસી લુછીને પોતપોતાની શક્તિ પ્રમાણે પેહરાય તેટલા પહેરવાનો દરેક છોકરીએ પ્રયત્ન કરવો.

---

## ૯ સંક્રાંતીનો હલવો.

સંક્રાંત અગર ખિચર એ શબ્દ અમો દક્ષિણી લોકોને ઘણો પ્રિય હોયછે તેમાં વળી અમે સ્ત્રીઓને આ તેહવાર ઘણો ભાવતો હોયછે આ તેહવાર બીજા તેહવાર પ્રમાણે એક બે દહાડામાં પુરતો થાતો નથી. તો એ સાજરો કરવા અગાઊ મહિનો મહિનો પંદર દહાડા તજવીજ કરવી પડેછે બીજા નાના મોટા તેહવારનો જો કે સુધારકોને ઘેર પ્રવેશ થાતો નથી તો પણ આ તેહવાર ઘેરઘેર સ્ત્રીઓ પોતાની મેળે સાજરો કરેછે. ઘેરઘેર બાઇડીઓની તલદાણા (*હલવો) કરવાની થોડી ઘણી તૈયારી રહેછેજ ને તે હલવો બીજાથી સારો થવા માટે દરેક જણ પોતાની તર્ફે મેહનત કરેછેજ. એવી મેહનતથી કરેલો હલવો ખિચરને દહાડે પોતાની બેન પણીઓને બોલાવીને આપવામાં જે મજાહ આવેછે તો કાંઈ જુદીજ હોયછે પણ અમારા આનંદની હદ એટલીજ બાકી બારિક નજરે જોતા એથી ઘણો બોધ લેતાં આવડે એવો છે. એથી અમને અમારા જ્યોતિષ શાસ્ત્રની માહેતી થાય એવી છે. હવે ઘડ્યાળો અને તારીખો નિકળી પેહલાં જે વખતે ઘડ્યાળો નહોતાં તે વખતે સ્ત્રીની અટકળ તારા ઊપરથી ચાલતિ હતી. એ ઊપરથી તે વખતની સ્ત્રીઓને જ્યોતિષશાસ્ત્રની માહેતી થોડી ઘણી હોવી જોઇએ એમ જણાયછે. પણ હવે તે પુરૂષોને પણ જેવું તેવુંજ માલમ હોયછે. એવી કલ્પના કરો કે અમે પ્રવાસે નિકળ્યા અને

---

* તળના દાણા ઊપર સાકરની ચાસણી થોડી થોડી ચડાવી હલવો કરવાની દક્ષિણી લોકોમાં રીવાજ છે.

રસ્તામાં અમારૂં ધડ્યાળ બંધ પડયું અને પરોડીએ ચાર વાગતાં અમને આગળ જવું છે તો અમે બાવલાની માફક બેસી રહેશું કારણ રાત કેટલી છે તે સમજવાને અમારી પાસે કાંઈ સાધન રહેતું નથી. તેમજ તારીખનું આજ એપ્રિલ ૧૯ તારીખ તો એ ઉપરથી અમને શું બોધ થશે? મહિનો ક્યિો તો કહે જાનેવારી પણ જાનેવારી શબ્દ ઉપરથી અમને કાંઈ બોધ થતો નથી. તેજ આશ્વિન આ શબ્દ ઉપરથી કેટલો બોધ લેવા જેવો છે. તેમજ અમે આ મકરસંક્રાંતિને દહાડે જે સાકરનો હલવો ખાઇએ છીએ તેને બદલે તેની સાથે જો અમને કોઈ બોધ રૂપી હલવો આપશે તો તેથી કેટલો ઉપયોગ થશે જેમ એક એક ટપકું નાખવાથી ઉપર સુંદર કાંટો આવેછે તેમ થોડું થોડુ શિક્ષણ આપવાથી એક બે વઢીમાં અમે સુગૃહિણી એ પદવીને ગોગ્ય થશું.

અમને સમાન હક્ક દેવા માટે વાદવિવાદ કરનારા બંધુઓએ એ ખોટો ભ્રમ છોડીને અમને જ્ઞાનામૃત દેવાનો પ્રયત્ન કરવો એટલે ટીપેટીપે સરોવર ભરાય એ કેહવત પ્રમાણે અમારૂં રાષ્ટ થોડાજ દહાડામાં ઉપર માથું કાઢશે. સમાન હક્ક એ પરમેશ્વરેજ અમને આપેલા છે પણ ઉલટી નજરે ઉલટું જોઇને તેનો જુદો અર્થ કરી વાદવિવાદમાં વખત ગાળવામાં શું અર્થ છે? અમારો અને પુરૂષોનો હક્ક સરખોજ છે. પુરૂષોના જેવું અમારૂં શરીરપણ આ સંસારની વૃદ્ધી કરવા માટેજ પરમેશ્વરે ઉત્પન્ન કરેલું છે. પણ તેને પુરૂષો પ્રમાણે દ્રવ્ય મેળવવા લગાડવું એટલે દાંતનું કામ જીભથી કરવા જેવું છે. તેઓએ તેઓનું કામ કરવું અને અમે અમારૂં કરવું. અમે જો પુરૂષો પેઠે નોકરી કરવા કે સભામાં જવા લાગશું તો પછી ઘરમાં આવનાર દ્રવ્યનો વ્યય કોણ કરશે? પુરૂષોને સુગ્રાસ અન્ન આપવાની કાળજી કોણ કરશે? બાળકોનું પોષણ કેવી રીતે થાશે? ધર્મનું

રક્ષણ કોણ કરશે! હાલના કાળમાં પુરૂષો આંગ્લવિદ્યાથી એટલા અંજા ગયા છે કે તેઓને અમારા વાર તેહવારની બિલકૂલ માહેતિ રહેતિ નથી. જમવા બેસે અને ભાણામાં કંઈ પકવાન્ન જુએ ત્યારે પુછેછે આજ શું કરવા આ કર્યું? આજ શું તો ગણેશ ચોથ, આજ પડવો, ત્યારે તેઓના ધ્યાનમાં આવેછે કે આજ હિંદુ વર્ષ બદલાશે; આજ સંવત નવો લાગ્યો; એવી સ્થિતિ છતાં જો અમે પણ તેજ બાજુએ જાશું તો આજ થોડો ઘણો રહેલો અમારો આર્યધર્મ ક્યારેજ ડુબી જશે. આજ લગણ અમારા આર્યધર્મ ઊપર હજારો સંકટો આવ્યા; કેટલાક પર પ્રવાસીઓએ અમારો દેશ જીત્યો પણ અમારો ધર્મ સાફ ક્યારેજ ડુબ્યો નહોતો. અને તે રાખવામાં, ઘણો ભાગ અમે સ્ત્રિઓજ કારણ છીએ. જેઓને તાકદ છે તેઓ અમને અમારા કામમાં મદદ કરવા માણસો આપો અને આ સંસારરૂપી ભારે નાવ સીધી ચલાવવા મદદ કરો. અમે રસોઇ કરી કે અમારી યોગ્યતા ઓછી થઈ એમ નથી. સ્થિતી પ્રમાણે બધાને બધું કરવું પડેછે. ૧૦ રૂ. ના પગાર માટે પુરૂષોને બીજાની નોકરી કરવી પડેછે, ને ૪૦ રૂ. ને માટે ડાકટર પરૂમાં હાથ ભરેછે, એથી અમારી રસોઈ હલકી કે? પુરૂષો જેમ પોતાની બુદ્ધિ સાર્વજનિક કામમાં લગાડેછે તેમ અમે અમારી બુદ્ધિ અમારા ગૃહકૃત્યમાં વાપરશું અને પોતાના ઘરને શોભા શેનાથી આવશે, કેમ કરવાથી પુરૂષોને આનંદ મળશે, છોકરાઓને બોધ કેવી રીતે મળશે વગેરે વાતની કાળજી લેશું અને પુરૂષોને સુખ આપશું એટલે તેથી તેઓના કામને ઉત્સાહ આવશે. ઉત્સાહ એ શરીર સ્વસ્થતાનું ઊત્તમ સાધન છે. તે જો અમે આવી રીતે આપશું તો પછી શું જોઇએ માટે સુક્ષ્મ દ્રષ્ટીએ જોતાં સ્ત્રી અને પુરૂષના હક્ક સરખાજ છે. ખાવું પિવું, કપડા લત્તા વાપરવા એ બન્ને સરખુંજ..પછી અમને સમાનુ હક્ક મેળવી આપનારો બંધુ વર્ગ બીજા કયા સરખા હક્ક અમને મેળવી આપશે?

---

## ૧૦ દેશભક્ત પુત્ર થવાને માતા કેવી જોઇએ?

આ પ્રશ્નમાં માતાની ચાલ ચલણ છોકરાઓને લાગે છે એમ ગૃહિત ધર્યું છે. અને તે ઘણે ભાગે ખરૂં છે. પણ જેવી માતા હોય એવોજ છોકરો નિપજશે, એવો અબાધિત નિયમ નથી; કારણ તુળસીનાં ઝાડમાં ક્યારે કયારે ભાંગ ઉગે છે અને ભાંગના ઝાડમાં તુળસી ઉગે છે. તોપણ આ નિયમના અપવાદ કરતાં સાચા પણાનાજ દાખલા વધારે જડશે. શિવાજી મહારાજ, ફ્રાન્સનો નેપોલીયન બોનાપાર્ટ, અમેરિકન પ્રેસિન્ડેન્ટ અબ્રાહિમ લિંકન વગેરે વગેરે સારી માતાઓને સારા પુત્ર થયેલા દાખલા. આ બધાઓને દેશ ભક્ત કરવામાં તેઓની માતાઓજ મુખ્ય કારણ છે; અને તે માટેના ઉત્કૃષ્ટ દાખલા પણ ઘણા જડશે. તે વિષેશે કરીને આપણા દેશમાં રજપુત સ્ત્રિઓમાં ઘણા છે. તેમજ દુર્ગુણી હોવાથી દુર્ગુણી પુત્ર થએલ તેનો મોટો દાખલો રોમનો બાદશાહ નીરો અને તેની મા ઍગ્રિપિના એ હોય.

છોકરાઓ સ્વદેશ ભક્ત નિપજવા સેહેજેજ માતા પણ સ્વદેશભક્તજ જોઇએ, એમ સેજ જોતાં લાગે છે ખરૂં પણ તે શબ્દશઃ લઇને ચાલવું નહીં. કારણ નાનપણમાં જ્યારે છોકરાને માની રીત લાગે ત્યારે તે એટલું નહાનું હોય છે કે સ્વદેશ એટલે શું અને ભક્તિ એટલે શું એપણ તેને કલ્પના આવે એવી હોતી નથી. સ્વદેશ ભક્તિ એ વિષય એવો ગહન– અઘરો–છે કે તેની સાચી કલ્પના પ્રોઢ અને સુશિક્ષિત કેળવાએલા છોકરાઓને પણ થાતિ નથી. ત્યારે નાના છોકરાઓને તે ક્યાંથી થાય! ઉલટુ

છોકરાઓ શિક્ષણ દેવાની નજરે જોતાં બહુજ નહાના હોવાથી એ કલ્પના થવી મુશકિલ છે. માટે છોકરો સ્વદેશ ભક્ત નિપજવા સહેજે સ્વદેશભક્તિ આ ગુણ તેજસ્વી ને યશસ્વી થવાને જે મુખ્ય ગુણ જોઇએ તે હોવા જોઇએ એટલોજ અર્થ લઇને ચાલવાનું છે.

પોતાની માનું શિક્ષણ ત્યાં લગણ થયું હોય તો ઠીક દુધમાં સાકર નાખવા જેવું છે, પણ જો તે ન હોય તો સ્વદેશભક્તિ એ મિશ્ર ગુણ મેળવવાને જે મુળતત્ત્વાત્મક ગુણ જોઇએ તે માતાના માં હોય તો સ્વદેશ-ભક્ત પુત્ર નિપજવા ઘણી મદદ થાશે તે ગુણ એટલે ( ૧ ) અભિમાન ( ૨ ) પ્રીતિ, ( ૩ ) લાગણી ( ૪ ) સ્વાર્થત્યાગ એ. એ ચાર ગુણ શિવાય કોઇપિણ ભક્ત થઈ શકવાનું નહીં. પછી તે ભક્તિ પરમેશ્વરની હો, દેશની હો, કે એકાદ ( માનવી ) વિભૂતીની હો. આ ચાર ગુણ માહેલો પહેલો ગુણ જે અભિમાન તેનો વિચાર કરીએ. માએ અભિમાન રાખવું તે પહેલાં કુળનું રાખવું પછી પોતાના પતિ, પોતાના છોકરાં, પોતાનું કુટુંબ અને પછી સ્વજાતિ અને સમાજ એ માટેનું અનુક્રમે રાખવું જોઇએ. પણ તે અભિમાન યોગ્ય ત-હેનું જોઇએ, દુરાભિમાન નહી. યોગ્ય અભિમાનથી કલ્યાણ થયાનો એક બોધદાયક દાખલો અહિં આપુ છું.

આશરે પચ્યાસ સાઠ વરસ ઉપર જાપાન દેશમાં રાજા અને સેનાપતિ બન્ને મોટા હોશિયાર અને રાષ્ટ્ર ચલાવવા યોગ્ય એવા હતા તો પણ જ્યારે બન્ને એ જોયું કે, આથી દેશમાં બે પક્ષ થઇને બંડ થવાનો સંભવ છે ત્યારે બન્ને એ એક દિલથી વિચાર કર્યો. જો કે સેનાપતિ એકલો રાજ્ય ચલાવવા શક્તિમાન હતો તો પણ તેણે પોતાના બધા હક્ક રાજાને સોંપીને પોતે પેન્શન લીધું ત્યારે રૈયતનો એક વિચાર થયો તે વખતે જો તે દુરા-

ભિમાનથી પોતાનુંજ ધાર્યું કરી રહેતે તો રૈયતમાં બે પક્ષ થઇને બંડ થાત અને કદાચ જપાન દેશ આજ જે સ્થિતિએ છે તે સ્થિતિએ આવતએ નહીં.

તેજપ્રમાણે નુકસાન થવાનો બીજો દાખલો એવો કે, દિલ્લીના રજપુત રાજા અનંગપાળને બે દિકરીઓ હતી તે માંહેલી એક કાન્યકુબ્જાધિપતીને આપી હતી તેનો દિકરો જયચંદ અને બીજી અજમેરના રાજાને આપી હતી, તેનો દીકરો પૃથ્વીરાજ એવા એને બે ભાણેજ હતા. અનંગપાળનો લોભ પૃથ્વીરાજના સદ્ગુણ જોઈ તેની ઉપર ચડયો અને તેથી તેણે મરતી વખત પોતાને પુત્ર નહી જોઇને પૃથ્વીરાજને દત્તક લીધો અને પોતાનું રાજ્ય આપ્યું. એ જોઇને જયચંદને રીસ આવી. પણ તેના જેટલું બળ પોતાનામાં નહીં હોવાથી તેનો પરાભવ કરવા માટે કરીને તેણે મુસલમાનોને તેડાવી તેઓને દિલ્લીના રસ્તા દેખાડયા તેથી દિલ્લીનું રાજ્ય જઇને સાથે પોતાનું પણ ગયું !

આપણે આપણા કુળનું કહો કે દેશનું કહો જે અભિમાન રાખીએ છીએ તે તે કુળ અગર દેશ પૃથ્વી ઉપરના બધા દેશોથી શ્રેષ્ઠ છે માટે નહી, તો તે કુળ બીજા ચાર કુળોના જેવું છે પણ તેમાંજ તે આપણું છે માટે તેમજ આપણો દેશ બધા દેશોમાં અતિ ઉત્કૃષ્ટ નહી હોય; બીજા દેશો જેમ સારા માઠા હોય છે તેમજ તે છે તો પણ તે આપણો છે માટે તેનું દરેક માણસે અભિમાન રાખવું જોઇએ.

દુનિઆનો વ્યવહાર ચાલવા અભિમાન અગર અહંકાર જરૂર જોઇએ. 'वसुधैव कुटुंबकम्' એટલે બધું જગ આપણું કુટુંબ છે કરીને ચાલશે નહીં. બીજાના છોકરા શું ને પોતાના શું એમ કહીને એકાદ વગર અભિમાની સ્ત્રી જો પોતાના છોકરાને છોડીને બીજાને ધવરાવશે તો તે ડહાપણ કહેવાશે નહીં અને તે સાચી ભૂતદયાપણુ કહેવાય નહીં.

બીજો ગુણ પ્રીતિ. પ્રાણી દુનિયામાં આવ્યા પછી તેને પ્રીતિ એ હોય છેજ. છોકરૂં નહાનું હોય ત્યારે પોતાની માતા માટે પ્રેમ અને મોટું થયા પછી પોતાની આસપાસના માણસો માટે પ્રેમ સેહેજેજ ઉત્પન્ન થાય છે અને પછી ધીરે ધીરે પોતાના દેશ માટે પ્રેમ આવે છે એક કવીએ કહ્યું છે

**कोणी बरें निर्मिलें**
**प्रेम जया वदती हें कीं**
**मानव-कृति ही जरि कां झटली**
**तरी मनुजें नरजीवीं भरली**
**तरूलतिका बहु फुललेली**
**दिसते ज्याच्यामुळें**
**वस्तु ह्मणे तरि न दिसे नयना**
**तद्रूपाची परी कल्पना**
**अंध डोळसा समान जाणा**
**कौतुक हें आगळें**

**અર્થ**—આ કે જેને પ્રેમ કહેછે તે કોણે ઉત્પન્ન કર્યો હશે? જો માણસની કૃતિ કહિએ તો દરેક પ્રાણી માત્ર ભરાઈ ગએલી દેખાય છે કે જેનાથી ઝાડ ને વેલીઓ પણ ફુલેલી દેખાય છે. જો વસ્તુ કહિએ તો આંખે દેખાતિ નથી પણ નામ ઉપરથી તેના રૂપની કલ્પના થાયછે અને તે આંધળો કે દેખતો બધામાં સરખીજ દેખાયછે એ વળી વધારે કૌતુક છે. એવો જે પ્રેમ તે જેણે બીજી ન દેખાય એવી વસ્તુઓ ઉત્પન્ન કરીછે તેણેજ ઉત્પન્ન કર્યો છે. અને તે થોડો ઘણો દરેક પ્રાણી માત્રમાં મુકયો છે.

પણ જેમ અનાજ નઠારી જગ્યાએ પડયાથી તેના ઉપર પાણી કચરો વગેરે પડીને ગંધાઈ ઉઠેછે; તેજ સારી જમીનમાં નાંખીને તેની ખેડુત સારી

આવજત કરે તો તે દરેક દાણા ઉપર ઘણા દાણાનું ભરેલું કણીસ ઉત્પન્ન થાય છે. તેમજ આ પ્રેમનો પણ જો સારો ઉપયોગ થાય તો તેને પણ ફળ ફુલ આવેછે. પણ તેની જો સારા ખેડુતથી સારી માવજત ન થાય તો તે નાશ પામે છે. તેમજ છોકરાઓનો ઉત્તમ ખેડુત મા છે. તે માને ઉત્તમ માતાનું કર્તવ્ય આવડવાને વાસ્તે શિક્ષણની કેટલી જરૂર છે એ સહેજેજ આવ્યાથી તે માટે બે શબ્દ કહેવા જરૂર છે.

આપણા લોકમાં કહેછે કે ' સ્ત્રીઓને ભણીને શું નોકરી કરવી છે કે ? આ જવાબને ઉત્તર એજ કે સ્ત્રીઓએ જે ભણવું છે તે નોકરી માટે નહી પણ પોતાના બાળકોને શિક્ષણ આપવા માટે અને સંસાર સારીરીતે પારપાડવા માટે જો આપણા છોકરા એટલે ભાવી પ્રજા સારી સ્વદેશભક્ત અને લૌકિકવાન નિપજવી જોઇએ એવી આપણી ઇચ્છા હોય તો આપણે આપણી સ્ત્રીઓ અને દિકરીઓને પહેલાં કેળવણી આપવી જોઇએ પ્રસિદ્ધ નેપોલિયન બોનાપાર્ટ કહેછે.

કહે નેપોલિયન દેશને કરવા આબાદન
સરસ રીત છે એજ કે ઘો માતાને જ્ઞાન

હવે તેઓને જે શિક્ષણ આપવું તે પોપટીયું જ્ઞાન આપીને અથવા લખતાં વાંચતા આવડવાથી તેઓ એ કામ કરી શકશે નહી; તો બુદ્ધિનો વિકાસ થાય એવી જાતનું શિક્ષણ તેઓને આપવું જોઇએ.

ગુજરાતી ( મરાઠી ) સારૂં શુદ્ધ લખતાં વાચતાં આવડવું. છોકરાઓના જેવા વર્ગ પાડીને છોકરીઓને નિરૂપયોગી દાખલા શિખવવામાં વખતના ગાળતાં, રોજના વ્યવહારના જેટલું ગણિત, સાધારણ રીતે આપણે કયાં રહીએ છે ત્યાના હવા પાણી સાધારણ પકિ-વગેરે કેવા છે. તે દેશનું કયા

દેશ સાથે દળણુ વળણુ છે, ત્યાં જવા આવવા કયા દેશનો કયો રસ્તો સુલભ પડે છે વગેરે ભૂગોળ સંબંધી જ્ઞાન અને ભૂગોળની સાથે ઇતિહાસની માહેતી જોઇએ. કારણુ ભૂગોળ અને ઇતિહાસ એ એક બીજાની સાથે જોડાએલા છે, પણુ છોકરીઓને પક્કી ભૂગોળ શિખવવાની કંઈ જરૂરી નથી. ઝીણી ઝીણી સામુદ્રધુની, બેટ, સરોવર વગેરે ન આવડે તો સ્ત્રીઓનું કાંઈ મોટું નુકશાન થવાનું નથી. અગર તેની સ્ત્રીઓને બીલકૂલ ગરજજ નથી પણ નકશો પાસે લઇને ભૂગોળ અને ઇતિહાસ એ બન્ને સાથે શિખવવા જોઇએ એટલે જે દેશમાં આપણુ છીએ તે દેશની સ્થિતિ હાલ કેવી છે, પહેલાં કેવી હતી, વચમાં કેવી જાતના સાર્વભૌમરાજા થઇ ગયા તેમાં દયા પરોપકાર વગેરે ગુણોથી કરીને રૈયતને કોણે સુખ આપ્યું છળ, કપટ કરીને બીજાનું રાજ્ય કોણે લીધું, પોતાના સ્વપરાક્રમથી કોણે મેળવ્યું, રૈયતનો છળ કોણે કર્યો વગેરે માહિતી આપવી. તેમજ આજુ-બાજુના દેશોપર હાલ કોણુ રાજા રાજ્ય કરેછે પહેલાં કોણુ કરતા હતા તેઓની પૂર્વસ્થિતિ કેવી હતી વગેરે માહેતી આપવાથી મનોરંજન થઇને નકશો સારીપેઠે ધ્યાનમાં આવે છે. અને ગોખીને ત્રાસ કરવો પડતો નથી.

આવી રીતે બાળપણુમાં કેળવણી લીધેલ છોકરીઓને લગ્ન થવાથી બીજાની પાસેથી શિક્ષણુ મેળવવાની ઘણું કરીને ફુરસદજ રહેતી નથી. એ ખરૂં તો પણુ તેને એક વખત શિક્ષણુની મિઠાસ લાગી કે તે ફુરસદની વખત તે પાછું તાજું કરેછે. આ ઉમરમાં તેને વાંચવા માટે દેશોદેશના ઇતિહાસ તેમાં ઘણું કરીને પોતાના દેશની જેમાં વધારે માહેતી મળે એવા વિષયો જોઇએ. તેમજ સારા વર્તમાનપત્ર, માસિક પુસ્તક, ઉત્કૃષ્ટ ચરિત્ર વગેરે તેને વાંચવા મળે એવી તજવીજ થવી જોઇએ. હવે આટલું શિક્ષણુ ગરીબ કુટુંબ માંહેલી છોકરીઓને અપાવવું જો કે અઘરૂં છે ખરૂં તો પણ તેઓનો જે વખત ભટકવામાં જાય છે તે માંહેલો થોડો વખત જો એવી બાજુએ

લાગે તો ફુલ નહી પણ ફુલનું પાંદડું એ કહેવત પ્રમાણે થોડો ઘણો ઉપયોગ ખાસ થશે.

માતૃપદ પ્રાપ્ત થયા પછી સ્ત્રીઓએ પોતાની ચાલચલણ ઘણી સાવચેતીથી રાખવી જોઇએ. કારણ તેની વલણનું પરિણામ છોકરાઓ ઉપર થાય છે. માનું વલણ છોકરાઓને લાગવા માટે મુખ્યતઃ બે કારણ થાય છે. માનોજ અંશ છોકરો હોવાથી તેના શરીરના ને વિચારના ગુણ સેહેજેજ તેમાં ઉતરે છે એ એક અને બીજું પુરૂષોને બહારનાં ઘણા કામો હોવાથી મોટી જવાબદારીનું છોકરાના શિક્ષણનું કામ માતરફ આવે છે. અને પિતા કરતા માતાપાસેજ બાળક વધારે છુટથી વર્તે છે; શિવાય મોટપણ કરતાં નાનપણુમાંજ તેઓની બુદ્ધિનો વિકાસ થાય છે; તેથી આ ઉમરમાં તેના જેટલો સહવાસ બીજા કોઇનો થાતો નથી, તેથી તેના જેવું થવું સ્વાભાવિક છે.

નાનપણમાં છોકરાઓને માની તરફથી જે શિક્ષણ મળે છે તેમાં પ્રેમ, પરોપકાર, દયા, દેશમાટે પ્રેમ, ઇશ્વિરને ઠેકાણે શ્રદ્ધા, થંડો સ્વભાવ એનું બીજારોપણ થાય એવું જોઇએ. કારણ આ વખતે તેઓના મનમાં તે વાત જેવી ઉતરે છે તેવી પછી ઉતરતી નથી. તે બીજ જોકે દેખાતાં નથી તોપણ તે ઘણા ઊંડા દટાએલા હોય છે. અને તેજ જો સારી રીતે વવાય તો તે પછી હળવે હળવે પણ સારી રીતે ઉગે છે. પાંચવર્ષ પછી છોકરાને જે શિક્ષણ આપવું તેમાં તે જોકે નિશાળમાં જાય તો પણ તેના ઉપર આપણી નજર જોઇએ. તે રોજ બનેલ હકીગત આપણને કહે અને તે માટેના પોતાના સારા નરસા વિચારો દર્શાવે એવી જાતની છુટ અને મમતા વાળી આપણી વર્તણુક જોઇએ. એવું હોય એટલે તેની બધી વાત સાંભળીને તેમાં તેની જે અવળી સમજણ થઈ હોય તે તેનું મન ન દુઃખવતા આપણને આવડતાં આવડે અને સારી રીતનો ઉપદેશ કરવો જોઇએ.

તેમજ એકાદ વાત તેને ન ગમતી હોય તોપણ પોતાની માને ગમે છે એટલા માટે તે કરવા લાગે એવી મમતા તેની પાસે રાખવી જોઇએ. અને આપણા માટે તેના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થવી જોઇએ.

માતામાં છોકરામાટે પ્રેમ ઘણું કરીને હોયછેજ પણ સ્વદેશ ભક્ત પુત્ર પ્રસવનાર માતાનું મન એથી ઘણુંજ પ્રેમળ જોઇએ. કેટલીક માતાઓ કઠોર મનની રહીને છોકરાને હમેશાં બોલ્યા કરેછે. તેથી છોકરાઓ અસંતુષ્ટ થાયછે અને તેઓના મનમાં ઉદારતા વધતિ નથી.

એકલો પ્રેમ હોય ને લાગણી ( કાળજી ) નહીં હોય તો ચાલશે નહીં ( કાળજી ) લાગણી એ ઉદ્યોગીપણાનો પાયોછે. પ્રેમને ઉદ્યોગની ભર પડશે તોજ માતાના હાથથી બાળકની સંભાળ, તેનું શિક્ષણ વગેરે થાશે અમથા પ્રેમળપણાથી બહુતો માતા રોતી બેસશે, પણ અમથા રોવાથી છોકરાઓનું કલ્યાણ થાતું નથી. હાથે ઉદ્યોગ થવો જોઇએ અને તે લાગણી વગર થશે નહીં.

એક ગ્રંથકારે કહ્યુંછે કે વધારે બોલવું એ જો કે રૂપાજેવું સ્વચ્છછે તોપણ થોડું બોલવું એ સોનાજેવું મુલ્યવાન છે, એ જોકે ખરૂં છે તોપણ સોના-જેવી મુલ્યવાન જણુસ મુકીને છોકરાઓ સાથે રૂપાજેવું બોલવું એટલે તેઓનું મન આપણી તરફ લાગશે અને સોનાજેવી મુલ્યવાન જણુસ મોટા આગળ વાપરવાથી કલ્યાણ થાશે.

ચોથોગુણ સ્વાર્થત્યાગ મા અને દિકરો એ માંહેલા સંબંધમાં સ્વાર્થ-ત્યાગ એ કર્તવ્ય મુખ્યછે. છોકરાઓની ઉત્પત્તિથી માના સ્વાર્થત્યાગને પ્રારંભ થાયછે. જે અન્નરસનો ઉપયોગ પોતાની તરફ કરવાથી પોતાને પુષ્ટતા મળે તેઓ અન્નરસ મા પોતાના બચ્ચાને આપેછે. પછી પણ

ઘણું દુઃખ વેઠીને પોતાના સુખનો ત્યાગ કરીને બાળકોનું સુખ સાધે છે વગેરે પ્રસિદ્ધજ છે. પરંતુ દેશભક્ત પુત્રની માતામાં સ્વાર્થત્યાગ જોઇએ તે ફક્ત બાળકોના પુરતોજ નહીં તો તેનું ક્ષેત્ર એથી વધતું જોઇએ. પોતાના છોકરાના જેમજ બીજા ગરજુ, દુઃખી, દુબળા વગેરે હોય તેઓને સુખી કરવા તરફ તેના મનની પ્રવૃત્તિ જોઇએ પોતાની માતાએ પોતાના રોટલા માંહેલો કટકો બીજાને આપીને તેની ભૂખ ઓછી થએલ જોઇને બાળકને નીતિબોધ થવો જોઇએ.

પચ્ચાસ સાઠ વરસ ઉપર ઊપર કહેલા જાપાનના રાજા રાજ્ય કરતા હતા ત્યારે રૈયતમાં એકમત હતો ગામમાં મોટા મોટા સરદાર લોક ઘણા રહેતાં છતાં રાજાને રૈયતના સુખ માટે કાંઈ કામો કરવા પૈસાની તુટ પડવા લાગી એ વાત જ્યારે સરદાર લોકોને અને વ્યાપારી લોકોને સમજાઈ ત્યારે તેઓએ એકમતથી રાજાને એક અર્જી કરીને કહ્યું કે અમે બધાએ વિચાર કરીને એમ ઠેરવ્યું છે કે આપે અમારી જીંદગી માથી અમારા નિર્વાહ પુરતું રાખીને બાકી બધી જીંદગાની રૈયતના ઉપયોગને માટે લઈ લેવી. રાજાએ પણ તે પૈસો પોતેજ ન લેતાં પોતાના રાષ્ટ્રને માટે જે કાંઈ કરવું જરૂરનું હતું તે કરવામાં તેનો ઉપયોગ કર્યો. તે સરદારોનો એ કેટલો સ્વાર્થત્યાગ?

ભીષ્મ પિતામહને માટે પણ એમજ કહે છે. જ્યારે તેમના બાપના મનમાં એક અમુક કન્યાની સાથે લગ્ન કરવાનું આવ્યું ત્યારે તેના બાપે આંટ નાંખી કે તેને થનારા છોકરાઓને રાજ્ય મળવાનું વચન આપો. ત્યારે ભીષ્મે પિતાના કહેવાથી તે માન્ય કર્યું પણ તે બોલ્યો કે એક તૂં માનશે પણ પછી આગળ જતાં તારા વંશજો તો વઢશેજ ત્યારે તેણે જે ભયંકર પ્રતિજ્ઞા કરી તે 'અધાપ લગણ કોઇથી થઈ નથી. કેટલો આ સ્વાર્થત્યાગ?

ઘરમાં રાખવાની ચોપડીઓ, ચિત્રો એ ફક્ત કરમણુક થાય એવાજ ન રાખતાં મોટમોટા પ્રખ્યાત સ્ત્રીપુરૂષના ફોટો, ચરિત્રો વગેરે રાખવા. અકબર, શિવાજીમહારાજ, ગ્યારીબાલ્ડી, પૃથ્વીરાજ ચોહાણ, તેમજ ડા. આનંદીબાઈ જોશી, શ્રી લક્ષ્મીબાઇસાહેબ એમની છબીઓ અને ચરિત્રો રાખવા અને તેથી ઉલટા પેશવાના આનંદીબાઈ, નુરજહાંન વગેરેની રાખવી એટલે તેથી બાલકોને તે કોણ એ પુછવાની જીજ્ઞાસા થાય અને તેઓ જે વખતે એવા પ્રશ્ન પુછશે તે વખતે તેઓને તેઓના ત્રોટક ચરિત્રો એવી ખુબીથી કેહવા કે સેહેજ તેઓને તેની મીઠાશ લાગે અને ફુરસદની વખતે તેઓ તે માટેની વધારે ચોકસી કરે–તેમજ હમેશ વાર્તા વિનોદ વખતે તેઓ તેની એક બીજા સાથે મુકાબલા કરતા શિખે અને તેથી સારૂં કયું અને નરસું કયું એ તેઓને પોતાની મેળેજ માલૂમ થાય ને સારા ગુણ લેવાની ઇચ્છા થાય.

જાપાન દેશની સુધારણા થવાને તે લોકોનું અભિમાન, પોતાના દેશ માટેનો પ્રેમ, લાગણી અને સ્વાર્થત્યાગ એ બહુ સારા ગુણુજ કારણ છે. એ ઉપરથીજ કોઇને માટેની પણ ભક્તિ વધવા એ ચાર ગુણુજ મુખ્ય જરૂરના છે એ નિર્વિવાદ છે.

દેવોના ભક્તોના ચરિત્રો જોઇએ તોપણ એજ જણાઈ આવે છે. એકનાથ, તુકારામ, રામદાસ વગેરે સાધુમાં પણ એજ ગુણ હતા. એકનાથનું જનાર્દન સ્વામીની શોધમાટે દેવનગર જવું તેમાં પણ અભિમાનજ દેખાય છે. કેમકે એવા ગુરૂ બીજા નહી મળે એ અભિમાન અને તેઓની સેવા કરવામાં પ્રેમ ચોખ્ખો દેખાય છે. બ્રાહ્મણો પેહેલા મહારોનું પીરસવામાં, તેઓને ભૂખ્યા જોઇને થયેલી લાગણી એજ છે. ઐહિક (માનવી) વિભૂતીને માટે જોઇએ તોપણ તેમાં એજ ગુણ જણાય છે. ઉદાહરણાર્થે, ચંદકવી,

પન્નાદાઈ વગેરે માટે દેશભક્ત પુત્ર નિપજવા માતાનામાં એ ગુણ જરૂર જોઇએ.

અમારામાં પણ હજી કેટલાક ભાટીઆ, ગુજર, વાણીયા વગેરે લોક પૈસા-વાળા છે. પણ તેઓના ઘરની રહેણી સાદી હોય તોપણ તેઓ દાનધર્મ કરવામાં, લગ્ન કાર્યમાં મોટી ધામધુમ કરી ખુબ પૈસો ઉડાવે છે. પણ ગામ-નાનું હોય છતાં એકાદ લાયબ્રી ચલાવવાની તેઓને ઇચ્છા રહેતી નથી. ફક્ત પૈસો ભેગો કરીને છોકરામાટે રાખે છે. આગળ છોકરા જોઇએ તો 'બડા બાપકા બેટા' એપ્રમાણે થાય છે. કારણ તેઓને જે શિક્ષણ મળે છે તે એવીજ જાતનું "શું કરવું છે ભણીને? છે એટલું રાખશે તો પેઢીને પેઢી પેટ ભરાશે" આવા બોલને લીધે ભણવાને નામે મિંડું બાપનું તો ધ્યાન ન રહે બહુ તો તે એક માસ્તર રાખી આપે. માસ્તરની સામું જોઇએ તો તેનું ચિત્ત વિત્તવ્યવસાયમાં હોવાથી પૈસાદારના છોકરાને શું કરવા બોલે? એવી સ્થિતિ હોય છે. પછી આગળ જતાં નોખા થવાથી ભાગલા પડે છે એટલે પહેલા જેવી સ્થિતિ રહેતી નથી. કારણ પછી પેદાસ તેટલી રહેતી નથી ને જે થોડી રહે છે તે શેઠ બહુ ડાહ્યા હોવાથી થોડા ઉપર પેટ ભરે છે અને કેટલેક ઠેકાણે કહેવત પ્રમાણે 'કાપ ગયા પણ કાન રહ્યા' ભપકાથી રહેવાથી અને ખુશામતીયાઓની ખુશામતે ફુલાઈ જવાથી ખર્ચ થાય છે. અને આ બધાનું કારણ અજ્ઞાન છે. માટે માના મનમાં એમ વિચાર આવવા જોઇએ કે લક્ષ્મી એ ચંચળ છે તે પગ નીચેની છાયા જેવી છે. પણ માણસનો સ્વભાવ અને સ્થિતિ ગાદી ઉપર આવ્યા પછી બદલાઈ જાય છે. લક્ષ્મીનો અમલ ઘણો કરી છે તે માણસને આંધળા અને બહેરા કરે છે તેને ઓછી સ્થિતીનો વિચાર આલોચ નથી અને આવો માણુસ પોતાનો ભૂતકાળ ભૂલી જાય છે પછી ગરિબોની દુઃખી સ્થિતીનો વિચાર મનમાં લાવવાનું તેને ક્યાંથી ધ્યાન

હોય? અધિકારરૂપી કેફથી દૂર રહી આ સંસારરૂપી મહાસાગર તરી જવું ઘણું કઠણ છે અને તે મહાસાગર કાંઇપણ ઇજા ન થતાં તરી જનારા માણસોને આ અફાટ દુનિયામાં ધન્ય છે.

હે માનવ, તું પોતાના લક્ષ્મીના અમલમાં ને મોજ શોખમાં ડુબી જઇને ગરીબ અને કંગાલ માણસોને અપ્રિય થાય છે એ યોગ્ય નથી. તું તેઓને તારાથી આઘે રહે એમ ઇચ્છે છે, તેઓનું સાંભળવું તને લુખું ખાધા જેવું લાગે છે, ઉલટ તેઓને ગાળ વગેરે દઇને તું ચાલ્યો જશે, પણ તારા મનમાં એમ આવતું નથી કે તેઓનો અને તારો ઉત્પન્ન કરનારો એકજ છે. બધાને એકજ ઠેકાણે જવું છે. કોઇના પણ અવયવમાં સાધારણ રીતે કાંઇ પણ ફેરફાર હોતો નથી; તો પછી શું લક્ષ્મી મળવાથી તારામાં કાંઇ વધારે ફેરફાર થયો? નહીં! નહીં!! એ મોહ છે. જે લક્ષ્મી તને પ્રાપ્ત થઈ છે તે તારા અધિકારની છે ખરી. પણ તેનો ઉપભોગ તેં એકલાએ લેવો એવો કાંઇ ઇશ્વરી સંકેત નથી. એ તું નક્કી ધ્યાનમાં રાખ કે તારી સાથે જે કેટલાક આપ્ત સંબંધી છે તેઓના અને તારા નશીબની એકત્રતાને લીધે તે મળી છે. તારૂં નશીબ મોટું છે એટલે તને અધિકાર મળ્યો છે પણ તે અધિકારનો ઉપયોગ સારા કામો કરવામાં છે. બધા ઉપર દયા રાખ. નિરાધારને આધાર દઇને તેઓના દીન શબ્દોનો આશિર્વાદ લે. ખોટા અને ખુશામશ્કરી લોકોને ઓળખી તેઓની સંગતીથી દૂર રહીને તારી આબરૂ અને પૈસો સાચવ; એથી દુનિયામાં તારી કીર્તિ થશે. પશુપક્ષી પણ પોતાનું અને પોતાના બચ્ચાનું પેટ ભરેછે એમ તું કરીશ તો પછી તારામાં અને તેઓમાં ફેરફાર શું?

એવી જાતના વિચાર માતાના મનમાં આવવા જોઇએ એટલે તેઓ તેવી રીતે પોતે ચાલશે તેમજ સંકટ વખતે ન બીહતાં તેમાંથી નિકળી

જવાનું ધૈર્ય માતામાં જોઇએ. આપણો જુનો ઇતિહાસ જોતાં એમ જણાય છે કે જ્યારે અણીને વખતે રજપૂતવીરોનો ધીર ડગમગતો ત્યારે તેઓની માતા, ભગિનીઓ અને પત્નીઓએ તેને સ્ફુરણ ચઢાવેલું છે તેમજ હાલના કાળમાં બોઅર સ્ત્રીઓ અને જાપાની સ્ત્રીઓ જુઓ; તેઓનો દેશ તેઓને કેટલો પ્રિય છે? એવી સ્ત્રીઓના પુત્ર દેશભક્ત નીકળે તો તેમાં શું નવાઈ.

**संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम् ।**
**तं भुवनत्रय तिलकं जनयति जननी सुतं विरलम् ॥**

**અર્થ**—જેઓને સંપત્તિમાં હર્ષ નથી અને વિપત્તીમાં ખેદ નથી પણ રણસંગ્રામમાં જેઓને ધીર છે એવા ત્રણે ગુણોની મૂર્તિ સરખા એકાદજ પુત્રને માતા જન્મ આપેછે.

તેમજ સંતોષવૃત્તિ એટલે ગમે તેવી સ્થિતિ હોય તો પણ આનંદથી રહેવું આ મોટો ગુણ છે પણ તેનો દુરૂપયોગ કરવાથી તોટો થાય છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ જાપાન અને હિંદુસ્તાન છે. ચાળીસ વર્ષ પહેલાં જાપાનને પડતી દશા આવી ત્યારે તેઓએ જે મળ્યું તે ખાઇને સ્વસ્થ ન બેસી રહેતાં પોતાની સ્થિતીમાં ફેરફાર કરવા માટે આગળ નિકળ્યા તેજ અમારૂં હિંદુસ્તાન જુઓ. તેને કાલના ખાવાની ફાફાં પડવાની વખત આવી તોપણ જરાએ હાથ પગ ન હલાવ્યા વગર જે મળ્યું તેમાંજ સંતોષ માની લીધો; અને તેથી દહાડે દહાડે નિકૃષ્ટાવસ્થા આવવા લાગી.

સારાંશ પુત્ર સ્વદેશભક્ત નિપજવા માતા સ્વદેશભક્તજ જોઇએ અને તેમ થવા માટે શિક્ષણની આવશ્યકતા છે. શિક્ષણ એટલે લખવા વાંચવાનું શિક્ષણ નહીં; તો ઉપર કહ્યા મુજબ મનોવૃત્તીનો વિકાસ કરનારૂં સુશિક્ષણ હોય,

---

# ૧૧ सुगृहिणी.

પહેલાં આપણે સુગૃહિણી એ શબ્દનો વિચાર કરીએ. સુ એટલે ઉત્તમ અને ગૃહિણી એટલે પત્ની. એટલે ઉત્તમ પત્ની એવો સુગૃહિણી એ શબ્દનો અર્થ છે. ઉત્તમ પત્ની એ પદવી બધી સ્ત્રીઓને મળતી નથી. તે પ્રાપ્ત કરવા માટે ઘણો શ્રમ કરવો પડે છે. જેમ બહારનું કામકાજ કરીને પુરૂષોને કીર્તિ અને પૈસો મેળવવો પડે છે તેજ પ્રમાણે ઘરમાંહેલી વ્યવસ્થા સારી રીતે રાખીને સ્ત્રીઓને આબરૂ અને પૈસો વધારવો પડે છે. માટે એવી રીતે વરતીને જે સ્ત્રી કીર્તિ સંપાદન કરે તેનેજ સુગૃહિણી એ પદવી મળે છે.

પરમેશ્વરે નિર્માણ કરેલ આ સંસારરૂપી ગાડાના સ્ત્રી અને પુરૂષ એ બે પૈડા છે. તે બન્ને સરખા જોઇએ નહીં તો એકજ પૈડા ઉપર વધારે ભાર પડીને તે જલદી ભાંગી જશે, અને માંહેલી જણસ ઠેકાણે જવા પહેલાં ખરાબ થશે. માટે એ બન્ને પૈડા સરખા ચાલવા માટે સ્ત્રી અને પુરૂષ બન્નેને પોતપોતાને કર્તવ્ય મુજબ શિક્ષણ મળવું જોઇએ. હાલના જુના લોક શિક્ષણને નામ રાખે છે. તેનું કારણ અમારા હાલના સુધરેલ સમાજનો જે દોષ જોવામાં આવે છે તે હોય. પેહલા પણ સીતા, દ્રૌપદી, સાવિત્રી વગેરે રાજકન્યા, લીલાવતી વગેરે ઋષિપત્ની ઘણી ભણેલી રહેતી અને એમ હતું તોપણ સ્ત્રીઓએ બજાવવાની ફરજો તેઓએ સારી પેઠે બજાવેલ છે. સીતા એ મહાન ઐશ્વર્ય, વૈભવસંપન્ન રાજાની દિકરી અને પ્રતાપશાલી દશરથની વહુ હતી, છતાં પોતાની ઉમરના સોળમે વર્ષે પોતાની

સાસૂને મનાવી પોતાનો પતિ જે રામ તેની સાથે વનમાં ગઈ; તેજ પ્રમાણે દ્રૌપદી સાવિત્રી વગેરેએ પોતાનું સુગૃહિણીત્વ ચિરસ્મરણીય કરી રાખ્યું છે. એનાથી પણ વિદ્વાન અને પ્રસિદ્ધ એવી ગાર્ગી મૈત્રીય જુઓ. પહેલીએ તો રાજા જનકની સભામાં યાજ્ઞવલ્કઋષી સાથે સારી રીતે વાદ કર્યો. બીજી પોતાનો પતિ જે યાજ્ઞવલ્કય એની પાસેથી બ્રહ્મવિદ્યા મેળવી ઉત્કૃષ્ટ બ્રહ્મનિષ્ટ થઈ. આવી બધી કેળવાએલી સ્ત્રીઓને આજ લગણ આપણા સમાજે માનજ આપ્યું છે. તે બધી પૂજ્ય અને વંધ્ય છે. એવા દાખલા જો જુની સ્ત્રીઓને માટે છે તો પછી કાલની કેળવાએલી સ્ત્રીઓને માટે ખરાબ મન થવા કાંઈકિ પણ કારણ હોવુંજ જોઇએ. અને તે એજ કે હાલના શિક્ષણથી ધર્મશ્રદ્ધા ઓછી થાય છે. અને તેને લીધે બીજાને માટે કામ કરવાની ને દુઃખ વેઠવાની ટેવ રહેતી નથી અને તેથી જોકે ફરજ સમજાય છે તો પણ તે બજાવના માટે જરૂર તેટલી શારિરીક અને માનસીક તાકદ રહેતી નથી.

કર્તવ્યને માટે લાંબીલાંબી વાતો કરવી—ને પરોપદેશે પાંડિત્ય દેખાડવું ત્યાં લગણુ આપણી શક્તિ દોડે છે. આપણી પૂર્વાપાર ચાલો બધીજ કાંઈ ખરાબ અને ગાંડી નથી. ઝીણી દ્દષ્ટીએ જોતાં તેમાં ઘણો સારો ભાગ છે એ સહેજ જણાશે. અમારા મોટેરા માણુસો કાંઈ બધાને આરોગ્યશાસ્ત્ર સમજતું નહોતું એમ નહીં, પણ તેઓએ તે બધું શાસ્ત્રને ધર્મને નામે કરી રાખ્યું છે એટલે તેથી સ્વાર્થ ને પરમાર્થ બન્ને જળવાય છે. જેમ જેમ અમે ધર્મબંધનો છોડતા ગયા તેમ તેમ આરોગ્ય ઓછું થતું ગયું. માટે અમારામાં આરોગ્યશાસ્ત્ર નથી એમ નહીં, અને એમ જો ઉઘડ ઉઘાડ દેખાયુ છે અને અમને અમારા ધર્મને માટે અભિમાન છે તો આપણો ધર્મ સારી રીતે જાળાવો.

कुलाचार ते चालवीं भक्तिभावें ।
नसे चांगलें ठेवणें त्यांस नांवें ॥
स्त्रियांचीं व्रतें पाळ गे तूं सदैव ।
जिथें भक्ति तेथें वसे नित्य देव ॥

**અર્થ**—પોતાનો કુળધર્મ હોય તે સારી રીતે કર; તેઓને નામ રાખ નહીં; સ્ત્રીઓને કરવાના જે જે વ્રત અગર નિયમો હોય તે તૂં ભક્તિથી કર.

દરેક દેશહિતેચ્છુ માણુસે પહેલાં પોતાની સુધારણા કરીને પછી દેશની કરવા પ્રયત્ન કરવો. સ્ત્રીઓની સુધારણા કરવી એટલે સ્ત્રીઓને સભામાં જઇને બોલતાં આવડયું કે તેઓ સુગૃહણી થઈ એમ નહીં. અશિક્ષિત એટલે લખતાં વાંચતાં ન આવડતું હોય એવી સ્ત્રીઓપણ સુગૃહિણી એ પદવી સારી રીતે મેળવી શકે છે કારણુ તેઓનું તન મન ને ધન પોતાના ઘરની વ્યવસ્થા, પોતાનો પતિ, પોતાના બાળકો દેવ ધર્મ તેમાંજ હોય છે. તેથી બહાર પોતાની નજર લઈ જવાની તેઓને કોઈ દહાડો જરૂર જણાતી નથી. એમાંજ જો કેળવણીની ભરતી થાશે તો તે દૂધમાં સાકર પડવા મુજબ છે.

વગર ભણેલ સ્ત્રીઓ કરતાં ભણેલ સ્ત્રીઓ ઉપર વધારે જવાબદારી રહેછે. માટે તેઓએ પોતાની રીત ભાત વધારે સારી રાખવી જોઇએ. પોતાના સહવાસમાં આવનાર દરેક માણુસ સાથે તેઓએ ઘણીજ મમતાથી વરતવું જોઇએ પણુ સાધારણુ (સુખવસ્તુ) મધ્યમસ્થિતીની સ્ત્રીઓએ (સુખવસ્તુ બેહેનોજ હાલ ભણેલ હોય છે.) પોતાની સારી સ્થિતીનું અભિમાન ધરીને ગરીબને માટે તિરસ્કાર દેખાડવો નહીં. ચાતુર્માસના નિયમ કરતાં મુંગા, આંધળા, પાંગળા, એમની ઉપર દયાર્દ્ર દષ્ટી. રાખવામાં

વધારે પુણ્ય છે. પૈસા એ બે દહાડાને માટે છે. જેમ પગ નીચેની છાયા સ્થીર નથી તેમ પૈસા પણ સ્થીર નથી. માટે આપણે બધા પરમેશ્વરના બાળક છીએ. અને આપણા પૂર્વસંચિત પ્રમાણે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તો તે વખતે એક બીજાને મદદ કરવી એ આપણી ફરજ છે એમ સમજીને ચાલવું; તેમજ જ્યારે આપણા ઘરના માણુસો માંદા પડેછે ત્યારે તેઓની ચાકરી મન દઇને કરવી; તેમાટે મનમાં આળસ લાવવું નહીં; જો કે આળસ આવે તો પણ 'એ મારૂં પહેલું કામ છે' આ વખતે આળસ કરવું ન જોઇએ એમ વિચાર કરીને તે કામ કરવું.

સાસુ સસરા, દેર જેઠ એઓની સાથે આપણી વર્તણુક ઘણી મર્યાદાવાળી રાખવી; સાસરે ગયા પછી સાસુજી—એ આપણી માને ઠેકાણે છે. માટે જે મનનું મોકળાપણું અને સાદાઈ આપણે માની સાથે રાખતા તેજ સાસુજીની પાસે રાખવી. આપણે નાના હોઇએ છીએ. આપણુને અનુભવ વધારે રહેતો નથી, એ માટે સાસુજી જે કહે તે સારી રીતે ધ્યાનમાં રાખવું. એ માટે રીસ ન લાવતાં તેઓની પસંદતા જોઇને તે પ્રમાણે ચાલવું; મોટા માણુસની ચઢ કાંઈ વધારે રહેતી નથી પણ જે થોડી ઘણી હોય તે જરાક જાળવીએ એટલે તેઓ ખુશી થાય છે તેમજ તેઓના કામ પણ કાંઈ ઝાઝા રહેતા નથી પણ તે કાળજીપૂર્વક ને વખતસર થાય કે બસ. એટલુંજ જો છે તો થોડાક સારૂં તેઓની મરજી શું કરવા ન રાખવી? નાનપણુમાં ઘણું દુઃખ વેઠીને આપણા માબાપો આપણુને આ સ્થિતીએ લાવ્યા છે માટે હવે ઘડપણુમાં તેઓની કાળજી લેવી એ આપણું કામ છે. એ દરેક સ્ત્રીએ જાણવું જોઇએ અને તે બધા શ્રમનું સાર્થક જે સુખ તે તેમને હવે દેવું જોઇએ; એ આપણી ફરજ છે અને પતીનું કામ બજાવવું એ પત્નીનું કર્તવ્ય છે; કારણ પુરૂષોને બહાર ઘણા કર્તવ્યો હોયછે. તેથી તેઓને આ બાજુએ ધ્યાન આપવા ફાવતું નથી

માટે ઘરની ચિંતા તેઓની પછવાડે મુકવી આપણુને યોગ્ય નથી, એ દરેક સ્ત્રીએ ધ્યાનમાં રાખવું; નાનપણુમાં સારાસારનો વિચાર આપણુને ઝાઝો રહેતો નથી તેથી મોટેરાનું કહેલું એકદમ સાચું લાગતું નથી પણ અનુભવથી આપણને તે જણાયછે ને પછી પાછળથી યાદ આવી પસ્તાવો થાયછે માટે જે કરવું તે સારી રીતે આઘે લગણુ નજર આપીને કરવું. કોઈ વખત તેમનું કહેવું ભૂલ ભરેલું હશે કે તેમના કેટલાક વિચાર નક્કી થએલ હશે માટે તેઓને આપણું કહેલું એકદમ ખરૂં લાગશે નહીં માટે તે વાત તે વખતે રહેવા દઈ જ્યારે તેઓની મરજી પ્રસન્ન દેખાય ત્યારે તે વાત કાઢીને આપણે માટે થએલ ગેરસમજ દૂર કરવો એટલે આગળ જતાં કંકાસની બીક રહેતી નથી.

સસરાજી, દેર, જેઠ વગેરે મોટેરાના સામે કામ વગર જવું નહીં તેમજ નણંદો, દેરાણીઓ જેઠાણીઓ વગેરેની સાથે આપણે મોકળા મનથી રહેવું; મનમાં કચવાવું એ મોટો રોગ છે તેનું પરિણામ જો કે દેખાતું નથી તો પણ ભયંકર છે તે માટે હમેશ સાવધ રહેવું.

સ્ત્રીઓને પતી—એ મોટું દૈવત છે માટે તેઓએ પતીને પ્રસન્ન રાખવા માટે હમેશાં તત્પર રહેવું. બહારથી પૈસો મેળવવાનું કામ પુરૂષોનું છે પણ તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું કામ બાયડીઓનું છે. પૈસાની યોગ્ય વ્યવસ્થા ને ઘરમાં સુખ ને શાંતતા જોઇને તેઓનો અર્ધો—શ્રમ ઓછો થાયછે. એ વાત સ્ત્રીઓએ હમેશાં ધ્યાનમાં રાખવી. આપણે એક ગરીબ મજુર—ને પૈસાદાર સાહુકાર લઇએ. એક ગરીબ મજુર છે ને તે રોજ ચાર આના કમાય છે, પણ ઘેર આવે તો ઘરમાંહેલી જણસ ઠેકાણે રાખેલ હોય છે, છોકરાઓ સારી રીતે રમેછે, બાયડીની સંતોષવૃત્તિ હોય છેજે તે પોતાનો ધંધો કરેછે: એ જોઇને તેને સુખશાંતીને આનંદ થાયછે. હવે

એક સાહુકાર છે; તે ઘરમાં આવે તો બૈરી રીસાઇને કોઈક ઊપર ગુસ્સે થતી હોય, છોકરાઓ વઢતા હોય ઘર માંહેલું રાચરચીલું જ્યાં ત્યાં પડયું હોય એ જોઇને તે પૈસાનો ને ચાકરનોકરનો કેટલોક આનંદ થાશે ?

ઘર માંહેલી વ્યવસ્થા સારી રીતે રાખવી—એ સ્ત્રીઓનું ભૂષણ છે. આપણામાં એક કેહવત છે કે 'પૈથી મેળવવું ને લાખોથી ખરચવું' તે અક્ષરે અક્ષર ખરી છે. ઘર માંહેલી વ્યવસ્થા સ્ત્રીઓએજ જોવી જોઇએ. પૈ પરોણાની બરદાસ્ત તેઓના માનમુજબ રાખવી, ધાન્યની તરફ જોવું, કોઠીની જગ્યા ઝાડઝુડ કરીને સફા રાખવી વગેરે કામો સ્ત્રીઓના છે. જરાક ચોખા ઢોળાય તો તે વણી લેવા એમાં કંજુસાઈ નથી તો એવી જરા જરા જણુસ, આળસથી નાંખી દેવાથી, આપણી આળસની ટેવ વધે છે, અને તે જણુસ ખરાબ થાય છે તે જુદુંજ. શિવાય આપણી ટેવ નોકરોને લાગી ને તેઓ પણ તેમજ કરવા લાગેછે. સાધારણ સ્થિતિ માહેલા બે માણુસની વાત છોડો પણ જેના ઘરમાં દસ માણસ છે, ઘરમાં ચાકર નોકર છે, તેઓના ઊપર ઘણી જવાબદારી રહેછે; ઘર મોટું હોવાથી બધા કામ સારી રીતે થાયછે કે નહીં તે જોવું પડેછે, ચાકરનોકર ઊપર કોઈની પણ નજર જોઇએજ, નહી તો તેઓ પોતાના કામ સારી રીતે કરતા નથી. તો પણ તેઓની સાથે 'એક સોટે બે કટકા' એમ કરીને ચાલવું નહીં. તે બિચારા પેટને લીધે આપણે ત્યાં રહેછે; તેઓની પાસેથી તેઓની શક્તિ પ્રમાણે કામ લઇને તેઓને તેનો યોગ્ય બદલો આપવો. તે લોકો પૈસા કરતાં મીઠા શબ્દોના ભૂખ્યા રહેછે, માટે તેઓને કામ કહેતી વખતે થાય 'તેટલા સારા ને ગરિબાઇના શબ્દો વાપરવા, તે કામ વખતસર ને ટાપટીપથી કરવાની તેઓને ટેવ રાખવી; જે વખતે તેઓ માંદા પડે તે વખતે આપણા છોકરાની પેઠે તેઓની કાળજી લેવી.

તેમજ રસોડું એ ગૃહિણીની પરિક્ષા જોવાની જગ્યા છે. તે માંહેલી વસ્તુઓ ઠેકઠેકાણે રાખવી; દૂધ, મેળવણ જોવું એ સ્ત્રીઓના પોતાના કામ છે. ગોરસ કરતી વખતે ગોરસની ઘણી બરદાસ્ત રાખવી પડેછે. તેમાં જરાક ભૂલ કે આળસ કામનું નહીં. દૂધ તપાવવું, મેળવવું, છાશ કરવી એ કામ પોતા શિવાય સારા થતા નથી. રસોયેકે બાઈ પાસે કરાવ્યાથી દૂધ વધારે તપાવે, નહીં તો ઓછું તપાવે. તેમજ મેળવણ વખતે વાસણો સારી રીતે માંજી લુછીને કોરા કરી લેવા. દૂધ માફક ગરમ રાખવું; રૂતુ પ્રમાણે મેળવણ નાંખવું. આ વાતો કહેવાથી સારી થતી નથી. ગોરસના કપાટો, પેટીઓ, કે જાળીદાર કપાટો જે હોય તે ઝાડી લીંપીને સારા રાખવા; નહીંતો વાસ મારે છે. તેમજ રસોઇના વાસણો ચોખ્ખા રાખવા માટે કાળજી રાખવી. કલઇને માટે પણ સાવચેતી રાખવી; તેમજ રોજ એકજ જાતની રસોઈ ખાઇને કંટાળો આવેછે; માટે બદલી બદલીને જણસ કરવી; તેમજ રાચ-રચીલું સારી રીતે સંભાળવું; ઘરમાં હમેશાં લાગનારી જણસો તયાર રાખવી, શિવવું, ભરવું, ગુંથવું એ વખત જવાના, મનરંજનના સાધન છે, પણ ઘર-માંહેલી વ્યવસ્થા રાખવી એ આપણું પહેલું કામ છે; ઘરમાં બધાની પસંદતા નોખી, સ્વભાવ નોખા, મન નોખા, માટે તે બધાની મરજી પ્રમાણે ચાલવું—એ કાંઈ જેવું તેવું કામ નથી.

બાળકોનું યોગ્ય પ્રકારે રક્ષણ કરવું એ માતાનું મુખ્ય કર્તવ્ય છે અને તે દરેક માતા કરેછેજ. દરેક માતાને પોતાનું બચ્ચું પ્રીય હોય છે. તો પણ તેનું રક્ષણ કરવાની ઘણી રીત છે. રક્ષણ એનો અર્થ સંભાળવું એવો છે. પણ તે કેવી રીતે સંભાળવું તે આપણે આગળ જોશું. ઝીણી ઝીણી દવાઓ દરેક માતાને ખબર જોઇએ ને તે જ્ઞાન વયોવૃદ્ધ બૈરાઓને પૂછીને થાય છે. એકાદ મંદવાડને જરાક એટલીક દવા દઇએ કે ગુણ

આવે છે પણ જો તે ખબર ન હોય તો જરાક ખાંસી ઊધરસ આવે કે તાબડતોબ ડાકટરને બોલાવવા પડે છે. એના માટે સ્ત્રીઓને ઘરઉપયોગી દવાની માહેતી જોઇએ. દવા ખબર નહીં હોય તો એક વખત ચાલસે પણ માંદાની શુશ્રુષા કરતાં આવડવી જોઇએ. તે ઘણું જોખમનું કામ રહે છે. તેઓનું ખાવું પિતું, કપડાલત્તા, દવાપાણી વગેરે વખતસર થવું જોઇએ. ડાકટર અગર વૈદ્ય કેટલાએ સારા હોય અને માંદાની માવજત કરનાર ગાંવટળ (મૂર્ખ) હોય તો દવા કોઈ વખત સારો ગુણ કરતી નથી. કોઈ કોઈ વખતે મરણભૂમીએ પડેલ માણસો સારી માવજતથી સારા થએલા દાખલા ઘણા છે. એ માટે માંદાની માવજત રાખવાનું ઘણું જોખમનું કામ દરેક સ્ત્રીએ પહેલું શિખવું જોઇએ. મંદવાડ આવ્યા પહેલાં તેનાં લક્ષણ જાણવા—એ પેહલું કામ છે. બાળક અજ્ઞાનસ્થિતીમાં હોય છે ત્યારે તેને કોઇપણ રોગ થવા પેહલાં તેના ચિન્હો જાણવા જોઇએ, એટલે તાબડતોબ ઉપચાર થઇને રોગ વધતો નથી. પણ એ બાજુએ ઘણાઓનું દુર્લક્ષ થએલું જોવામાં આવે છે. અને પછી જ્યારે મંદવાડ એકદમ ઉત્પન્ન થાય છે ત્યારે ડાકટરના ઘર શોધવા પડે છે. માટે પેહલાથી સાવચેતી જોઇએ. બાળક હમેશાં પ્રમાણે આનંદી છે કે નહી, ઝાડો થાય છે કે નહી, રોજના રીતથી કાંઈ ઓછું વધતું છે કે, ખાવા ઉપર રૂચી છે કે નહીં, નિદ્રા રોજની પ્રમાણે છે કે વધુ ઓછી છે, એવી ઝીણી ઝીણી વાત છે તેના ઉપર માતાએ ઘણી બારીકાઇથી નજર આપવી જોઇએ. એટલે ઘણું કરીને બચ્ચું માંદુ પડતું નથી; મંદવાડની નીશાની જણાય કે તાબડતોબ ઉપાય લેવા તેમજ બાળક બહુજ નહાનું હોય ત્યારે માતાએ પોતાનો આહાર ઘણો નિયમિત રાખવો; નહીં તો એકાદ 'જણસનો લોભ થયે બાળકને તેનું પરિણામ ભોગવવું પડે છે. તેમજ કપડાને વાસ્તે હમેશાં સાવધ રહેવું. એ બાજુએ જરાએ દુર્લક્ષ થવું ન જોઇએ. આ કપડાનું પરિણામ સુધારકોના ઘરના

બાળકોને ભોગવવા પડતાં ઘણી વખત જોવામાં આવે છે. વિલાયત જઈ આવેલ માણસોને ઘેર તો તેના દાખલા હમેશાં જણાય છે. તે દેશમાં તાઢ બહુ તેથી ગરમ કપડાં ત્યાં વાપરવા પડે છે; જો કે તડકો પડે તો પણ ગરમ કપડા જોઇએજ; પણ તેનો ઉપયોગ હિંદુસ્તાનમાં કરીને ચાલશે નહીં; તેમજ બધે ઠેકાણે સરખા કપડાં વાપરવાથી પણ ચાલશે નહીં. માટે કપડા વાપરતી વખતે ઘણી ખબરદારી વાપરવી પડે છે. એ બાબત ઘણી વખત ભૂલી ગએલ જોવામાં આવે છે. અને તેથી બાળકો જરૂરીથી વધારે નાજુક જોવામાં આવે છે તેમજ કેટલેક ઠેકાણે બહાર જતી વખતે બાળકોને લુગડાં પહેરાવતી વખતે પણ જરાએ વિચાર કરેલો જણાતો નથી. ખુબ ગરમી પડે છે ત્યારે પગમાં મોજાં, ઊનની ટોપી વગેરે પહેરાવી શોભા કરવામાં આવે છે. તે વખતે તે બાળકની ઉમર ને હવા તરફ જરાએ નજરનાંખેલ જણાતી નથી; તેમજ તાઢના દહાડામાં રેશમી કપડાથી શૃંગારતી વખતે સ્ત્રીઓને ગરમ કપડાની યાદ પણ રહેતી નથી? માટે આ માંહેલી એક પણ ચુક ન થવા દેતાં વખત અને હવાની તરફ નજર દઇ લુગડા પેહરાવવામાં માતાએ ખબરદારી રાખવી જોઇએ. ઘરમાં પહેરાવવાના લુગડાં પણ ચોખ્ખાં જોઇએ. નાના બાળકોના કપડા ઓછામાં ઓછા બે વખત તો બદલવાજ જોઇએ. ખરાબ કપડાથી પ્રકૃતિ બગડે છે. કોઇ વખત હવા એકદમ ફરે છે, તે વખતે કપડાની ને ખાવાપિવાની ખબરદારી લેવી જોઇએ. બહાર જવાના કપડા નોખા રાખવા જોઇએ; તે બહાર જતી વખતે પહેરાવવા ને ઘરમાં આવ્યા કે તાબડતોબ ઉતારવાની સાવચેતી રાખવી જોઇએ તેમજ બિછાના વગેરેની પણ વ્યવસ્થા યોગ્ય રાખવી જોઇએ.

આ સાવ નાના બાળકની વાત થઈ. પણ બાળક મધ્યમ સ્થિતીએ આવ્યા પછીની માવજત નોખી જાતની થાય છે. આ દહાડામાં તેઓને

નાનપણુના જેવું સાવ ઉઘાડો પ્રેમ દેખાડીને ચાલશે નહીં. પણ મમતાની સાથે આપણો દાબ તેમના ઉપર જોઇએ. આ વખતે તેઓના મન ઘણા કુમળા હોય છે. તેઓને જેવી રીતભાત લગાડીએ તેવી લાગે છે; માટે સારી રીત લગાડવા માટે સાવચેતિ રાખવી જોઇએ; અને તે માટે માબાપોએ પણ પોતાની વર્તણુક ઘણી ખબરદારીથી સારી રાખવી જોઇએ. આ વખતે ત્યા પરોપકાર, પ્રેમ, ઈશ્વરભક્તિ પોતાનો ધર્મ વગેરે સદ્ગુણના બીજ તેમના મન ઉપર જેવી સારી રીતે રોપાય છે તેવી રીતે આગળ રોપાતા નથી તેઓની ઉમ્મરની આ વેળા ઘણી કીમતી છે; આ વખતે તેઓને શિક્ષણ આપવાની જવાબદારી તેઓના મોટેરા માણસો ઉપર છે ને તેની વધારે જવાબદારી માતા ઉપર છે. માટે રોજના વ્યવહારમાં છોકરાઓને ખરાબ ટેવ ન લાગે એવી સાવચેતી રાખવી જોઇએ. ને વાર્તાના રૂપમાં છોકરાઓમાં સદ્ગુણ ઉતરે એવું કરવું જોઇએ. તેમજ જે ગામમાં સારી નિશાળ ન હોય ત્યાં છોકરાઓને આખો દહાડો પુરી રાખવા કરતાં તેઓને ઘરમાં થોડી અક્ષરની ઓળખાણ કરાવવી. એટલે નિશાળમાં આખો દહાડો જઇને જે કામ થાતું નથી તે કામ ઘરમાં કલાક દોઢ કલાકમાં થાય છે; ને વળી બીજા છોકરાઓની ખરાબ ટેવો તેઓને લાગશે નહી. બાળકોને જે વાર્તાઓ કહેવી તે પણ ઘણો વિચાર કરીનેજ કહેવી જોઇએ; નહીતો જેવી તેવી વાત કહે એમ થાય છે કે તેઓ વિચિત્ર પ્રશ્ન પુછે છે, તેનો સાચો જવાબ આપવો મુશ્કીલ થાય છે ને ખોટો દેવાથી તે તેઓ મોઢે કરે છે; તેમજ છોકરાઓને ને છોકરીઓને એક જાતનું શિક્ષણ ઉપયોગી નહીં. કારણ તે બેના રસ્તા નોખા નોખાં રહે છે.

દિકરીને માતાએ હમેશાં પોતાની સાથે રાખવી જોઇએ, દિકરો સાત વર્ષનો થાય કે તે માટેની માતાની જોખમદારી ઓછી થાયછે પણ

દિકરી માટેની વધેછે. જો કે તે નિશાળમાં જાય તો પણ, તે ત્યાં શું ભણેછે તે તરફ માતાએ નજર આપવી જોઇએ તેમજ તેને અમથા શિક્ષણનો પણ વધારે ઉપયોગ નથી. તેની સાથે ઘર માંહેલું શિક્ષણ જોઇએ; શાક શમારવું, સીધું કાઢવું, પૂજાની તયારી કરવી વગેરે ઝીણા ઝીણા કામો તેને પ્રથમ આવડવા જોઇએ તેમજ બપોરને વખતે થોડુંક શિવણનું કામ દિકરીપાસે કરાવવું જોઇએ; એને ઘણા વખત લાગેછે એમ નહીં. એ કરીને પણ તેઓને રમવા વખત મળેછે.

ઘણા લોકોને ત્યાં એમ હોયછે કે છોકરાઓને છુટા રમવા દેતા નથી બેસીને રમવું કે સાંજે ફરવા જવું. પણ એથી ફાયદો ન થતા ઉલટું નુકસાન થાયછે. તેઓને જોઇએ તેમ રમવા ન મળવાથી તેઓના બધા અવયવોને સરખો વ્યાયામ મળતો નથી અને તેથી તેનું વધવું ઓછું થાયછે. રમત એ બાળકોને ઘણી પ્રીય અને સુખકર છે. રમવાથી તેઓના મન આનંદિત રહેછે, શરીર કડણ અને ધીટ થાયછે. હમેશાં છુટી વૃત્તિ રહેછે; ને અવયવોની ખીલવણી ઇશ્વરી નિયમો પ્રમાણે થાય છે; ફક્ત તેઓ રમે ત્યારે માતાએ પોતાની નજર તેઓ ઊપર રાખવી;–ને નુકસાનકાર રમતથી તેઓને દૂર રાખવા.

દિકરીઓ મોટી થયા પછી સાધારણ રસોઈ કરવી, આપણી ચોળી શીવવી, નાના બાળકના લુગડાં શિવવાં વગેરે કામો તેઓને આવડવા જોઇએ. તેમજ તેઓને લખતાં વાચતાં આવડવું જોઇએ; સાધારણ ઘર ખર્ચની માહેતી; નિયમ, નમ્રતા, ધૈર્ય, મોકળું મન વગેરે સ્વભાવિક ગુણો તેઓમાં આવવા જોઇએ. આ શિક્ષણ તેને થોડી મુદતમાં વધારે આપવાનું રહેછે.

ઘરમાંહેલું કામ રસોઈ વગેરે વખતે માતાએ હમેશાં તેની મદદ લેવી; તેથી તેને સહેજેજ તે સારૂં આવડે છે. બાળકોને જબરીથી વાળવા કરતાં પ્રેમથી વળાવવા. કેટલાક મોટા ઘરમાં દિકરીઓને રસોડામાં જવા પણ દેતા નથી કારણ 'નાની છોકરીઓની ગડબડ થાયછે'; મોટા થાશે એટલે આપોઆપજ આવડશે, એમ માતાઓ સમજેછે. એમ બોલનાર માતાઓ એવો વિચાર કરતી નથી કે જેમ અમે કહિએ છીએ એમજ બીજા કહેતા હશે; પછી અમારી વહુને ન આવડે તો અમે શું કરવા વઢીએ! આજ જો અમે આમારી દિકરીઓને શિખવશું નહીં, તો મોટપણે તેઓને તે આવડશે નહી અને પછી સાસરીઆં બોલશે અને સહેજેજ મા નિકળશે. પછી એમ થવા માટે માને રીસ શું કરવા આવે? તેને એવો વિચાર રાખવો કે પહેલાં આપણે દિકરીને શિક્ષણ આપ્યું નહીં એ આપણી ચૂક છે. તેમજ સાસૂએ પણ બોલતી વખતે જરા વિચાર કરવો. તે વહુને જો ન શિખવ્યું હોય તો સાસરે શિખવવું, તે માટે રીસ ન કરવી. આપણે જો વહુઓ ઊપર એમ અમથા રીસાઇ શું તો તેનું સારૂં પરિણામ થશે નહીં. તેઓ મોટી થયા પછી ઊલટ જબાબ આપવા લાગશે અને પોતાની રીસ નાના બાળકો ઊપર કાઢશે માટે તેઓને દિકરી પેઠે મમતાથી વધારવી; નહી તો વૃદ્ધપણમાં તેઓ પોતાના ઊપર માયા કરશે નહીં. એટલું થયું કે દિકરીને માટેનું સાધારણ કર્તવ્ય થયું.

સારાંશ. નાના છોકરાઓની માવજત રાખવી, કુટુંબના વડીલ માણસોની સેવા-શુશ્રુષા કરવી, બધાની મરજી સંભાળવી, ઘર માંહેલી ચીજવસ્તુની આવસ્થા રાખવી, પૈ પરોણાપાસે પોતાના ઘરની આબરૂ રાખવી અને એ બધું પોતાની મર્યાદા સાચવીને—ઊદ્ધતપણાથી આગળ આગળ ન આવતાં કરવું; એટલું થયું કે ગૃહિણીનું તરૂણપણાનું સાધારણ કર્તવ્ય થયું.

ઘડપણમાં ઘરખટલો વહુવારૂના હાથમાં દેઇને પોતે હળવે હળવે સંસારની એક એક બાજુએ દુર્લક્ષ કરીને પોતાનું મન ઈશ્વર ભજનમાં લગાડવું એ ઉત્તમ અને યોગ્ય છે.

એ પ્રમાણે જે સ્ત્રી ચાલે તેજ 'સુગૃહિણી' એ પદવી મેળવવાને પાત્ર છે. એ મેળવવા માટે મારી બધી બેહેનો પ્રયત્ન કરશે એવી આશા છે; તે આશા સફળ થાઓ, એવી પરમાત્મા પાસે નમ્રતાપૂર્વક પ્રાર્થના કરીને આ લેખ પુરો કરૂં છું.



મુંબાઈ—ખેતવાડી બ્યાકરોડ ઘર નં. ૧–૨ અને ૩ અહીંયાં "તત્વવિવેચક" છાપખાનામાં રા. ભીવાજી હરી શિંદે એને છાપ્યું તે સૌ. ગિરિજાબાઈ કેળકર એઓએ ભુસાવળમાં પ્રસિદ્ધ કર્યું.

## चोपडीओ मळवानां ठेकाणा—

खानदेश वैभव प्रेस धुळीआ.

ज्ञानप्रकाश ओफीस बुधवार पेठ पुना.

मासीक मनोरंजन ओफीस, गिरगांव मुंबई.

सौ. गिरीजाबाई केळकर

मामलेदारसाहेबनां घेर भुस

